કચ્છમિત્ર
શ્રી ઉમાપતિ મહાદેવ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ વિશેષ પૂર્તિ
શુક્રવાર ■ તા. ૩૦-૦૩-૨૦૧૨



# વાંઢાયનું ઉમિયાધામ બન્યું તીર્થધામ

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક ક્ષેત્રે આમૂલ પરિવર્તન આવ્યું તેનું કેન્દ્રબિંદુ વાંઢાયનો ઉધવ આશ્રમ હતો ૧. ઉમિયા માતાજીનાં મંદિરની સ્થાપનાનાં મૂળમાં પણ આ ધર્મ જાગૃતિની જેહાદ જ છે એટલે ઉમિયા માતાજી સંસ્થાનના વિકાસની તવારિખ પર નજર કરતાં પહેલાં તેની ઐતિહાસિક પૃષ્ઠ ભૂમાં જરૂરી છે.

(નેત્રાના કેશરા મુખી સાંખલાએ આશરે ૨૦૦ વર્ષ અગાઉ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સૌ પ્રથમ સુધારાનો શંખ ફૂંકયો અને સતપંથ પીરાણા સંપ્રદાયને કલ્પીત કહીને તેનો વિરોધ કર્યો એ સમયના નાતના ગેઢેરાઓએ તેમને આવું કરવા બદલ નાત બહાર મૂકવાનો ઠરાવ કર્યો પરતું કેશરા મુખી તેમના નિર્ણયમાં અડગ રહ્યા. તેમણે સતપંથ સંપ્રદાયને છોડી સ્વામિનારાયણ સંપ્રદાય અંગીકાર કર્યો એટલું જ નહીં પણ આસપાસના અન્ય ગામોના લોકોને પણ સમજાવીને પીરાણા પંથ છોડાવી સ્વામિનારાયણ સંપ્રદાયમાં આણ્યા. આજે પશ્ચિમ કચ્છના દયાપર, દોલતપર, નેત્રા, ઘડાણી, રવાપર, આમારા, અંગિયા એ સાત ગામોમાં કડવા પાટીદારો, સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયીઓ છે અને સ્વામિનારાયણ મંદિરો પણ છે.).

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સવા સો વર્ષ પહેલા એક એવો સપુત પાકયો કે જેણે જ્ઞાતિમાં ૪૦૦ વર્ષથી ચાલ્યા આવતા પીરાણા સતપંથ સંપ્રદાય સામે પડકાર ફેંકયો અને એ અર્ધદગ્ધ ધર્મમાંથી જ્ઞાતિને બહાર લાવી સનાતન ધર્મના માર્ગે વાળવા રીતસર જેહાદ જગાવી તેના ભાગરૂપે તેમણે કરાચી અને મુંબઇમાં તે સમયે જ્ઞાતિની પરિષદો યોજી અને સતપંથને તિલાંજલિ આપવાના ઠરાવો પસાર કર્યા. તેમણે 'સતપંથ પીરાણાની પોલ' નામે પુસ્તક પ્રકાશિત કર્યું જેથી જ્ઞાતિમાં ખળભળાટ મચાવી દીધો હતો. એ નરવીર હતા- વિરાણી મોટીના શ્રી નારાયણજી રામજી લીંબાણી. ધર્મની વાસ્તવિક સ્થિતિ સમજાતાં ઘણા યુવાનો

## ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય વિકાસની તવારીખ

નારાયણજીભાઇના આ અભિયાનમાં જોડાવા હિંમત કરી આગળ આવ્યા તેમાં વિરાણી મોટીના રતનશીભાઇ ખીમજી ખેતાણી, નખત્રાણાના નથુભાઇ નાનજી કેસરાણી જેવા યુવાનો પણ હતા. તેમણે પછીથી આ ધર્મ જાગૃતિની ધૂરા સંભાળી અને સને ૧૯૪૪માં કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની રચના કરી આ બન્ને ખમીરવંતા આગેવાનોએ પ્રમુખ અને મંત્રીની જવાબદારી સંભાળી અને નિભાવી.

બીજી તરફ વિ.સં. ૧૯૭૧માં વાંઢાયની ગાદી પર આવેલા

**જયેશ એસ. છાભૈયા**

મહંત શ્રી લાલરામજી ગુરૂ ઈશ્વરરામજી કે જેમનું શરીર પાટીદારનું હતું તેમણે તેમના અંત સમયે પોતાના શિષ્ય સંત ઓધવરામજી પાસેથી વચન માગી લીધું કે સનાતન ધર્મની રાહેથી ભટકી ગયેલી મારી પાટીદાર જ્ઞાતિને સત્ય સનાતન ધર્મને માર્ગે લઇ જવા કાર્ય કરજો. સંત શ્રી ઓધવરામજીએ ગુરુની આજ્ઞા શિરોધાર્ય ગણીને એ દિશામાં પ્રયાસ આરંભ્યો.

આમ સનાતની સમાજના અગ્રણીઓ અને સંતશ્રી એકજ પંથના પ્રવાસી બન્યા એટલે સોનામાં સુગંધ ભળ્યા જેવું થયું અને ધર્મ જાગૃતિના કાર્યને વેગ મળ્યો. સનાતની સમાજના કાર્યકરો સંતશ્રીની નિશ્રામાં ઉદ્ધવ આશ્રમમાં મળતાં, ચર્ચા વિચારણા કરતા અને સંતનું માર્ગદર્શન મેળવી ગામેગામ સભાઓ યોજતાં એ રીતે સંતોની તપોભૂમિ વાંઢાયમાં પ્રગટેલી ધર્મ જાગૃતિની જ્યોતનો પ્રકાશ કચ્છ અને સાબરકાંઠાના ગામોમાં ફેલાવા લાગ્યો અને ભગવાન લક્ષ્મીનારાયણના મંદિરો બંધાવા લાગ્યા અને જ્ઞાતિજનો ધીરેધીરે પીરાણા સતપંથ સંપ્રદાય છોડી સનાતન ધર્મમાં જોડાવા લાગ્યા.

સંત શ્રી ઓધવરામજી અને તેમના શિષ્ય દયાલદાસજી પણ સનાતની આગેવાનો સાથે કચ્છ અને કચ્છ બહારની ધર્મ સભાઓમાં જતા સાચો સનાતન ધર્મ શુ છે ? તે સમજાવતા, સાબરકાંઠામાં ચાલતા આ અભિયાન દરમ્યાન વાંઢાયમાં કુળદેવી ઉમિયા માતાજીનું મંદિર બાંધવાનો મોતીસરીવાળા શ્રી હરિભાઇ કરમશી ભાવાણી અને અન્ય આગેવાનો તરફથી પ્રસ્તાવ મૂકાયો અને સંતોનું તેને અનુમોદન મળતાં સંતશ્રી ઓધવરામજીની પ્રેરણાથી ઉદ્ધવ આશ્રમમાં જ ઉમિયા માતાજીના મંદિરનું નિર્માણ થયું.

વિ.સં. ૨૦૦૦ને રામનવમીના શુભદિને આ નવનિર્મિત મંદિરમાં શ્રી ઉમિયા માતાજી મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ યોજાયો જેમાં હવનના મુખ્ય યજમાન શ્રી હરિભાઇ કરમશી ભાવાણી રહ્યા હતા અને તેમના જ હાથે મંદિર પર કળશની સ્થાપના કરાઇ હતી અને સનાતન સમાજના પ્રમુખ રતનશીભાઇ ખીમજી ખેતાણી વિરાણીવાળાએ એ સમયે ૧૦૦૦ કોરીની ભેટ ધરી ઉમિયા દેવીની મૂર્તિની પ્રાણ પ્રતિષ્ઠા અને મંદિર પર ધ્વજારોહણ પણ તેમના જ હાથે કરાયું.

મંદિરના પવિત્ર પ્રાંગણના જ વિ.સ. ૨૦૦૦ અને ૨૦૦૧માં સમગ્ર કચ્છનાં સનાતન કડવા પાટીદારોની મહાસભાઓ યોજાઇ હતી. જેમાં જ્ઞાતિમાં દર બાર વર્ષે કરવામાં આવતા સામૂહિક લગ્ન બંધ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો જેથી બાળલગ્નો થતાં બંધ થયા, તેની સાથે પીરાણા દ્વારા નિયુક્ત મુખીઓ દ્વારા લગ્નો બંધ કરી હિન્દુ શાસ્ત્રો મુજબના બ્રાહ્મણો અને અગ્નિની સાક્ષીએ મંગલફેરા ફરીને લગ્ન કરવાનો ઠરાવ પણ આ સભામાં કરવામાં આવ્યો હતો. મરણ પછીની દફન વિધિ સદંતર બંધ કરી અગ્નિ સંસ્કાર કરવાનો ક્રાંતિકારી ઠરાવ પણ એ સભામાં કરવામાં આવ્યો અને જ્ઞાતિ ધારા ધોરણોને લગતા અન્ય ઠરાવો પણ એ સમયમાં કરવામાં આવ્યાં જેનું પાલન સનાતન સમાજે તે સમયથી જ શરૂ કરી દીધું હતું.

આમ ઉમિયા માતાજી સંસ્થાન કચ્છ કડવા પાટીદારો માટે ધાર્મિક ચેતના અને સમાજ સુધારણાનું કેન્દ્ર બની રહ્યું, જે સને ૧૯૬૦ સુધી રહ્યું ત્યાર પછી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની રચના થતાં અને નખત્રાણા ખાતે પાટીદાર વિદ્યાર્થીભવનનું નિર્માણ થતાં સામાજિક ગતિ વિધિનું કેન્દ્ર નખત્રાણા બન્યું પણ ધાર્મિક આસ્થાનું કેન્દ્ર તો ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય જ રહ્યું છે.

તા. ૪-૨-૧૯૯૬માં ઉમિયા માતાજી સંસ્થાનમાં શ્રી લક્ષ્મીનરાયણ ધર્મ પ્રચાર સમિતિની રચના કરવામાં આવી અને ગામે ગામ સંતોને સાથે રાખીને ધર્મ જાગૃતિનું કાર્ય શરૂ કરવામાં આવ્યું તેમાંથી જ દેશલપર ખાતે લક્ષ્મીનારાયણ મંદિરનું કેન્દ્ર સ્થાનનું નિર્માણ થયું તેનું બીજારોપણ ઉમિયા માતાજી સંસ્થાનમાંથી થયું છે.

હાલે જ્યાં ઉમિયા માતાજીનું મંદિર છે, ત્યાં તે સમયે મૂળ જુના દ્વારો હતા. સંત શ્રી વિહારીસાહેબ, શ્રી ઇશ્વરરામજી, શ્રી લાલરામજી અને શ્રી ઓધવરામજી જેવા સંતોએ ત્યાં તપશ્ચર્યા કરી હતી. સંતો અને પાટીદાર જ્ઞાતિના વડીલોએ વાવેલું એ બીજ આજે વટવૃક્ષ બની ચુકયું છે, પરંતુ પ્રારંભિક તબક્કામાં આ સ્થાનમાં ઉમિયા માતાજીનું નાનકડું મંદિર હતું અને થોડાક ઓરડા માત્ર બંધાયા હતા.

વિકાસના પ્રથમ તબક્કામાં ઉમિયા માતાજી મંદિરના પરિસરમાં પાયાની સુવિધાઓ ઊભી કરવામાં આવી, જેમાં પીવાના પાણીનો પ્રશ્ન હલ કરવા દેશલપરથી પાઇપલાઇન દ્વારા પાણી પહોંચાડવામાં આવ્યું અને ઇ.સ. ૧૯૭૧માં સંસ્થામાં વીજળીકરણ પણ થયું. આ સમયગાળા દરમ્યાન સંસ્થાએ ગૌશાળાનો પ્રારંભ કર્યો અને અલાયદી જમીન મેળવી ઉમિયા બાગની યોજના હાથ ધરી.

ઇ.સ. ૧૯૭૪માં ઉમિયા માતાજી મંદિરના પટાંગણમાં ઓધવરામ ભવનનું નિર્માણ કરવામાં આવ્યું. આ બધી યોજનાઓને કાર્યાન્વિત કરવા કચ્છ અને કચ્છ બહારના દાતાઓનો ઉલ્લેખનીય સહયોગ સંસ્થાને સાંપડયો હતો.

વિકાસના બીજા તબક્કામાં છેલ્લા અઢી દાયકામાં ઉમિયા માતાજી સંકુલનો નોંધપાત્ર વિકાસ થયો છે. માતાજીના મંદિરની આસપાસની જમીન સંપાદન કરી પરિસરનો વિસ્તાર કરવામાં આવ્યો. આજે પરિસરમાં જે ભવનો નજરે પડે છે તે અદ્યતન સુવિધા યુક્ત પાંચે વિશાળ ભવનોનું નિર્માણ આ સમયગાળા દરમ્યાન જ કરવામાં આવ્યું, જે યાત્રાળુઓ માટે આવાસની ઉત્તમ સગવડ પૂરી પાડે છે.

ઉમિયા માતાજી મંદિરના પ્રાંગણમાં પવિત્ર સ્થાન પર સાધના કરનાર બ્રહ્મનિષ્ઠ સંત શ્રી ઇશ્વરરામજી મહારાજનો ખંડ અને તેમાં તેનો ઢોલિયો દર્શનાર્થે મૂકવામાં આવ્યો છે.

સંતશ્રી વાલરામજી મહારાજની પ્રેરણાથી હરિદ્વાર ખાતે એક કથા-પારાયણનું આયોજન કરાયું હતું એ નિમિત્તે એકત્ર થયેલ ફંડમાંથી સંતશ્રીએ રૂા. ૫૧,૦૦૦ ઉમિયા માતાજી મંદિરે અન્નક્ષેત્ર શરૂ કરવા માટે અર્પણ કરવાની ભાવના વ્યક્ત કરી, એ સમયના પાટીદાર સમાજના આગેવાનોએ સંતશ્રી વાલરામજી મહારાજના આ વિચારને વધાવી લીધો અને તા. ૨૮-૩-૧૯૭૭ના ઉમિયાદેવી અને ઇશ્વરરામજી અન્નક્ષેત્રની રચના કરવામાં આવી. જેના પ્રથમ પ્રમુખશ્રી પ્રેમજી રામજી અમૃતિયા વરાયા અને ઉમિયા માતાજીના મંદિરે દર્શન કરવા આવતા તમામ યાત્રાળુઓ માટે અન્નક્ષેત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ૧૯૭૭માં યોજાયેલા દ્વિતીય અધિવેશનમાં જ્ઞાતિમાં સમૂહ લગ્નો યોજવા અંગેનો ઠરાવ કરાયો હતો અને એ બાબત ઉપર વિશેષ ભાર પણ મુકાયો હતો. સમાજના આ અભિગમને મૂર્ત સ્વરૂપ આપવાનો ઉમિયા માતાજી ટ્રસ્ટે તા. ૨-૧૧-૧૯૮૦ની કારોબારીમાં નિર્ણય કર્યો અને રૂપિયા ૨૫૧ની રકમ લઇને કોઇ પણ વિસ્તારના જ્ઞાતિજન સમૂહલગ્નમાં જોડાઇ શકશે એવો પણ નિર્ણય કરાયો.

સને ૧૯૮૨માં ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે ડો. વી. એચ. પટેલની વરણી કરવામાં આવી. ઉમિયા માતાજી

(જુઓ પાનું ૨)

## ઉમિયા માતાજી સંસ્થાનના ભૂતપૂર્વ પ્રમુખશ્રીઓ

પ્રેમજીભાઇ રામજી અમૃતિયા-કલ્યાણપર
ડો. વી. એચ. પટેલ-લુડવા
નારણભાઇ રામજી પોકાર-રાયણ મોટી
શિવદાસભાઇ ગોવિંદ છાભૈયા- દરશડી
જેઠાભાઇ લાલજી ચોપડા-રાજપર
હંસરાજભાઇ દેવજી ધોળુ-દુર્ગાપુર

## ઉમિયા માતાજી સંસ્થાનના ભૂતપૂર્વ મંત્રીઓ

નારણભાઇ વિશ્રામ ભગત-ખેડોઇ
છગનભાઇ પ્રેમજી અમૃતિયા-કલ્યાણપર
અબજીભાઇ વિશ્રામ કાનાણી-વિરાણી મોટી
કરસનભાઇ પચાણ ચૌહાણ
માધવજીભાઇ પ્રેમજી અમૃતિયા-કલ્યાણપર
શિવજીભાઇ કાનજી કાનાણી-કલ્યાણપર

## શ્રી ઉમિયા માતાજી ઇશ્વરરામજી ટ્રસ્ટ વાંઢાયના વર્તમાન કર્ણધારો



**શ્રી રવિલાલ કેસરા રામજિયાણી**
પ્રમુખ



**શ્રી જયેશભાઇ સોમજી છાભૈયા,**
મંત્રી

### હોદ્દેદારશ્રીઓ

પ્રમુખ :
**શ્રી રવિલાલ કેસરા રામજિયાણી,**
દેશલપર-મુંબઇ
ઉપપ્રમુખ :
**શ્રી મેઘજીભાઇ જેઠા રામજિયાણી,**
ભેરૈયા-મુબઇ
ઉપપ્રમુખ :
**શ્રી ગંગારામભાઇ શિવદાસ રામાણી,**
દેશલપર-ભુજ
મંત્રી : **શ્રી જયેશભાઇ સોમજી છાભૈયા,**
રાજપર-ભુજ
સહમંત્રી : **શ્રી પ્રો. કે. વી. પાટીદાર,**
ખેડોઇ-ભુજ
સહમંત્રી : **શ્રી ડો. પ્રેમજીભાઇ રામજી ધોઘારી,**
સાંયરા-ગાંધીધામ
સહમંત્રી : **શ્રી બાબુલાલ સામજી ચોપડા,**
જિયાપર
ખજાનચી :
**શ્રી ગંગારામભાઇ શિવગણ ચૌહાણ,**
આણંદસર-ભુજ
ઓડિટર : **શ્રી તેજાલાલ દેવજી સાંખલા,**
રસલિયા-ગાંધીધામ.

### ટ્રસ્ટીશ્રીઓ

**શ્રી ધનજીભાઇ શિવગણ રૂડાણી,**
જિયાપર-મુંબઇ
**શ્રી ધનજીભાઇ પૂંજાભાઇ લીંબાણી,** દરશડી
**શ્રી સામજીભાઇ હરજી સેંઘાણી,**
મમાયમોરા-મુંબઇ
**શ્રી ધનજીભાઇ ગોવિંદ સેંઘાણી,** રાજપર
**શ્રી વિશનજીભાઇ હરજી માવાણી,**
દેશલપર-મુંબઇ
**શ્રી વાલજીભાઇ જીવરાજ દિવાણી,**
લક્ષ્મીપર-દિલ્હી
**શ્રી શામજીભાઇ નારણ નાકરાણી,**
રત્નાપર-મુંબઇ
**શ્રી શિવજીભાઇ નાનજી કાનાણી,**
કલ્યાણપર-ભુજ
**શ્રી માવજીભાઇ વસ્તા છાભૈયા,** વિરાણી મોટી
**શ્રી દેવજીભાઇ માવજી લીંબાણી,**
પાલનપુર-ભુજ

### મુરબ્બી સલાહકારશ્રીઓ

**શ્રી જેઠાભાઇ લાલજી ચોપડા,** રાજપર-ભુજ
**શ્રી લધાભાઇ વિશ્રામ પોકાર,** લુડવા-મુંબઇ
**શ્રી શિવદાસભાઇ ગોવિંદ છાભૈયા,**
દરશડી-ભુજ
**શ્રી નારણભાઇ રામજી પોકાર,** રાયણ-ભુજ
**શ્રી ડો. વાલજીભાઇ હંસરાજ સાંખલા,**
લુડવા-ભુજ
**શ્રી વાલજીભાઇ નારણ ભગત,**
નખત્રાણા-નાગપુર
**શ્રી માવજીભાઇ પ્રેમજી અમૃતિયા,**
કલ્યાણપર-ભુજ
**શ્રી ગોવિંદભાઇ અબજી સેંઘાણી,**
દુર્ગાપુર-દુર્ગાપુર
**શ્રી શિવગણ પચાણ ચૌહાણ,**
આણંદસર-ભુજ

See Page 3 for history of KKP Samaj

કચ્છમિત્ર

શ્રી ઉમાપતિ મહાદેવ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ વિશેષ પૂર્તિ

શુક્રવાર ■ તા. ૩૦-૦૩-૨૦૧૨



# વાંઢાયનું ઉમિયાધામ બન્યું તીર્થધામ

## ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય વિકાસની તવારીખ

જયેશ એસ. છાભૈયા

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં ધાર્મિક ક્ષેત્રે આમૂલ પરિવર્તન આવ્યું તેનું કેન્દ્રબિંદુ વાંઢાયનો ઉધ્ધવ આશ્રમ હતો ? ઉમિયા માતાજીનાં મંદિરની સ્થાપનાનાં મૂળમાં પણ આ ધર્મ જાગૃતિની જેહાદ જ છે એટલે ઉમિયા માતાજી સંસ્થાનના વિકાસની તવારિખ પર નજર કરતાં પહેલાં તેની ઐતિહાસિક પૃષ્ઠ ભૂમાં જવું છે.

(નેત્રાના કેશરા મુખી સાંખલાએ આશરે ૨૦૦ વર્ષ અગાઉ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સૌ પ્રથમ સુધારાનો શંખ ફૂંક્યો અને સતપંથ પીરાણા સંપ્રદાયને કલ્પીત કહીને તેનો વિરોધ કર્યો એ સમયના નાતના ગેઢેરાઓએ તેમને આવું કરવા બદલ નાત બહાર મૂકવાનો ઠરાવ કર્યો પરંતુ કેશરા મુખી તેમના નિર્ણયમાં અડગ રહ્યા. તેમણે સતપંથ સંપ્રદાયને છોડી સ્વામિનારાયણ સંપ્રદાય અંગીકાર કર્યો એટલું જ નહીં પણ આસપાસના અન્ય ગામોના લોકોને પણ સમજાવીને પીરાણા પંથ છોડાવી સ્વામિનારાયણ સંપ્રદાયમાં આણ્યા. આજે પશ્ચિમ કચ્છના દયાપર, દોલતપર, નેત્રા, ઘડાણી, રવાપર, આમારા, અંગિયા એ સાત ગામોમાં કડવા પાટીદારો, સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયીઓ છે અને સ્વામિનારાયણ મંદિરો પણ છે.)

કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિમાં સવા સો વર્ષ પહેલા એક એવો સપૂત પાક્યો કે જેણે જ્ઞાતિમાં ૪૦૦ વર્ષથી ચાલ્યા આવતા પીરાણા સતપંથ સંપ્રદાય સામે પડકાર ફેંક્યો અને એ અર્ધદગ્ધ ધર્મમાંથી જ્ઞાતિને બહાર લાવી સનાતન ધર્મના માર્ગે વાળવા રીતસર જેહાદ જગાવી તેના ભાગરૂપે તેમણે કરાચી અને મુંબઇમાં તે સમયે જ્ઞાતિની પરિષદો યોજી અને સતપંથને તિલાંજલિ આપવાના ઠરાવો પસાર કર્યા. તેમણે 'સતપંથ પીરાણાની પોલ' નામે પુસ્તક પ્રકાશિત કર્યું જેથી જ્ઞાતિમાં ખળભળાટ મચાવી દીધો હતો. એ નરવીર હતા- વિરાણી મોટીના શ્રી નારાયણજી રામજી લીંબાણી. ધર્મની વાસ્તવિક સ્થિતિ સમજાતાં ઘણા યુવાનો નારાયણજીભાઇના આ અભિયાનમાં જોડાવા હિંમત કરી આગળ આવ્યા તેમાં વિરાણી મોટીના રતનશીભાઇ ખીમજી ખેતાણી, નખત્રાણાના નથુભાઇ નાનજી કેસરાણી જેવા યુવાનો પણ હતા. તેમણે પછીથી આ ધર્મ જાગૃતિની ધુરા સંભાળી અને સને ૧૯૨૪માં કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની રચના કરી આ બન્ને ખમીરવંતા આગેવાનોએ પ્રમુખ અને મંત્રીની જવાબદારી સંભાળી અને નિભાવી.

બીજી તરફ વિ.સં. ૧૯૭૧માં વાંઢાયની ગાદી પર આવેલા મહંત શ્રી લાલરામજી ગુરૂ ઇશ્વરરામજી કે જેમનું શરીર પાટીદારનું હતું તેમણે તેમના અંત સમયે પોતાના શિષ્ય સંત ઓધવરામજી પાસેથી વચન માગી લીધું કે સનાતન ધર્મની રહેથી ભટકી ગયેલી મારી પાટીદાર જ્ઞાતિને સત્ય સનાતન ધર્મને માર્ગે લઇ જવા કાર્ય કરજો. સંત શ્રી ઓધવરામજીએ ગુરુની આજ્ઞા શિરોધાર્ય ગણીને એ દિશામાં પ્રયાસ આરંભ્યો.

આમ સનાતની સમાજના અગ્રણીઓ અને સંતશ્રી એકજ પંથના પ્રવાસી બન્યા એટલે સોનામાં સુગંધ ભળ્યા જેવું થયું અને ધર્મ જાગૃતિના કાર્યને વેગ મળ્યો. સનાતની સમાજના કાર્યકરો સંતશ્રીની નિશ્રામાં ઉદ્ધવ આશ્રમમાં મળતાં, ચર્ચા વિચારણા કરતા અને સંતનું માર્ગદર્શન મેળવી ગામેગામ સભાઓ યોજતાં એ રીતે સંતોની તપોભૂમિ વાંઢાયમાં પ્રગટેલી ધર્મ જાગૃતિની જ્યોતનો પ્રકાશ કચ્છ અને સાબરકાંઠાના ગામોમાં ફેલાવા લાગ્યો અને ભગવાન લક્ષ્મીનારાયણના મંદિરો બંધાવા લાગ્યા અને જ્ઞાતિજનો ધીરેધીરે પીરાણા સતપંથ સંપ્રદાય છોડી સનાતન ધર્મમાં જોડાવા લાગ્યા.

સંત શ્રી ઓધવરામજી અને તેમના શિષ્ય દયાલદાસજી પણ સનાતની આગેવાનો સાથે કચ્છ અને કચ્છ બહારની ધર્મ સભાઓમાં જતા સાચો સનાતન ધર્મ શુ છે ? તે સમજાવતા, સાબરકાંઠામાં ચાલતા આ અભિયાન દરમ્યાન વાંઢાયમાં કુળદેવી ઉમિયા માતાજીનું મંદિર બાંધવાનો મોતીસરીવાળા શ્રી હરિભાઇ કરમશી ભાવાણી અને અન્ય આગેવાનો તરફથી પ્રસ્તાવ મૂકાયો અને સંતોનું તેને અનુમોદન મળતાં સંતશ્રી ઓધવરામજીની પ્રેરણાથી ઉદ્ધવ આશ્રમમાં જ ઉમિયા માતાજીના મંદિરનું નિર્માણ થયું.

વિ.સં. ૨૦૦૦ને રામનવમીના શુભદિને આ નવનિર્મિત મંદિરમાં શ્રી ઉમિયા માતાજી મૂર્તિ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ યોજાયો જેમાં હવનના મુખ્ય યજમાન શ્રી હરિભાઇ કરમશી ભાવાણી રહ્યા હતા અને તેમના જ હાથે મંદિર પર કળશની સ્થાપના કરાઇ હતી અને સનાતન સમાજના પ્રમુખ રતનશીભાઇ ખીમજી ખેતાણી વિરાણીવાળાએ એ સમયે ૧૦૦૦ કોરીની ભેટ ધરી ઉમિયા દેવીની મૂર્તિની પ્રાણ પ્રતિષ્ઠા અને મંદિર પર ધ્વજારોહણ પણ તેમના જ હાથે કરાયું.

મંદિરના પવિત્ર પ્રાંગણના જ વિ.સ. ૨૦૦૦ અને ૨૦૦૧માં સમગ્ર કચ્છનાં સનાતન કડવા પાટીદારોની મહાસભાઓ યોજાઇ હતી. જેમાં જ્ઞાતિમાં દર બાર વર્ષે કરવામાં આવતા સામૂહિક લગ્ન બંધ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો જેથી બાળલગ્નો થતાં બંધ થયા, તેની સાથે પીરાણા દ્વારા નિયુક્ત મુખીઓ દ્વારા લગ્નો બંધ કરી હિન્દુ શાસ્ત્રો મુજબના બ્રાહ્મણો અને અગ્નિની સાક્ષીએ મંગલફેરા ફરીને લગ્ન કરવાનો ઠરાવ પણ આ સભામાં કરવામાં આવ્યો હતો. મરણ પછીની દફન વિધિ સદંતર બંધ કરી અગ્નિ સંસ્કાર કરવાનો ક્રાંતિકારી ઠરાવ પણ એ સભામાં કરવામાં આવ્યો અને જ્ઞાતિ ધારા ધોરણોને લગતા અન્ય ઠરાવો પણ એ સમયમાં કરવામાં આવ્યાં જેનું પાલન સનાતન સમાજે તે સમયથી જ શરૂ કરી દીધું હતું.

આમ ઉમિયા માતાજી સંસ્થાન કચ્છ કડવા પાટીદારો માટે ધાર્મિક ચેતના અને સમાજ સુધારણાનું કેન્દ્ર બની રહ્યું, જે સને ૧૯૬૦ સુધી રહ્યું ત્યાર પછી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજની રચના થતાં અને નખત્રાણા ખાતે પાટીદાર વિદ્યાર્થીભવનનું નિર્માણ થતાં સામાજિક ગતિ વિધિનું કેન્દ્ર નખત્રાણા બન્યું પણ ધાર્મિક આસ્થાનું કેન્દ્ર તો ઉમિયા માતાજી સંસ્થાન વાંઢાય જ રહ્યું છે.

તા. ૪-૨-૧૯૯૬માં ઉમિયા માતાજી સંસ્થાનમાં શ્રી લક્ષ્મીનરાયણ ધર્મ પ્રચાર સમિતિની રચના કરવામાં આવી અને ગામે ગામ સંતોને સાથે રાખીને ધર્મ જાગૃતિનું કાર્ય શરૂ કરવામાં આવ્યું તેમાંથી જ દેશલપર ખાતે લક્ષ્મીનારાયણ મંદિરનું કેન્દ્ર સ્થાનનું નિર્માણ થયું તેનું બીજારોપણ ઉમિયા માતાજી સંસ્થાનમાંથી થયું છે.

હાલે જ્યાં ઉમિયા માતાજીનું મંદિર છે, ત્યાં તે સમયે મૂળ જુના દ્વારો હતા. સંત શ્રી વિહારીસાહેબ, શ્રી ઇશ્વરરામજી, શ્રી લાલરામજી અને શ્રી ઓધવરામજી જેવા સંતોએ ત્યાં તપશ્ચર્યા કરી હતી. સંતો અને પાટીદાર જ્ઞાતિના વડીલોએ વાવેલું એ બીજ આજે વટવૃક્ષ બની ચુકયું છે, પરંતુ પ્રારંભિક તબક્કામાં આ સ્થાનમાં ઉમિયા માતાજીનું નાનકડું મંદિર હતું અને થોડાક ઓરડા માત્ર બંધાયા હતા.

વિકાસના પ્રથમ તબક્કામાં ઉમિયા માતાજી મંદિરના પરિસરમાં પાયાની સુવિધાઓ ઊભી કરવામાં આવી, જેમાં પીવાના પાણીનો પ્રશ્ન હલ કરવા દેશલપરથી પાઇપલાઇન દ્વારા પાણી પહોંચાડવામાં આવ્યું અને ઇ.સ. ૧૯૭૧માં સંસ્થામાં વીજળીકરણ પણ થયું. આ સમયગાળા દરમ્યાન સંસ્થાએ ગૌશાળાનો પ્રારંભ કર્યો અને અલાયદી જમીન મેળવી ઉમિયા બાગની યોજના હાથ ધરી.

ઇ.સ. ૧૯૭૪માં ઉમિયા માતાજી મંદિરના પટાંગણમાં ઓધવરામ ભવનનું નિર્માણ કરવામાં આવ્યું. આ બધી યોજનાઓને કાર્યાન્વિત કરવા કચ્છ અને કચ્છ બહારના દાતાઓનો ઉલ્લેખનીય સહયોગ સંસ્થાને સાંપડયો હતો.

વિકાસના બીજા તબક્કામાં છેલ્લા અઢી દાયકામાં ઉમિયા માતાજી સંકુલનો નોંધપાત્ર વિકાસ થયો છે. માતાજીના મંદિરની આસપાસની જમીન સંપાદન કરી પરિસરનો વિસ્તાર કરવામાં આવ્યો. આજે પરિસરમાં જે ભવનો નજરે પડે છે તે અદ્યતન સુવિધા યુક્ત પાંચે વિશાળ ભવનોનું નિર્માણ આ સમયગાળા દરમ્યાન જ કરવામાં આવ્યું, જે યાત્રાળુઓ માટે આવાસની ઉત્તમ સગવડ પૂરી પાડે છે.

ઉમિયા માતાજી મંદિરના પ્રાંગણમાં પવિત્ર સ્થાન પર સાધના કરનાર બ્રહ્મનિષ્ઠ સંત શ્રી ઇશ્વરરામજી મહારાજનો ખંડ અને તેમાં તેનો ઢોલિયો દર્શનાર્થે મૂકવામાં આવ્યો છે.

સંતશ્રી વાલરામજી મહારાજની પ્રેરણાથી હરિદ્વાર ખાતે એક કથા-પારાયણનું આયોજન કરાયું હતું એ નિમિત્તે એકત્ર થયેલ ફંડમાંથી સંતશ્રીએ રૂા. ૫૧,૦૦૦ ઉમિયા માતાજી મંદિરે અન્નક્ષેત્ર શરૂ કરવા માટે અર્પણ કરવાની ભાવના વ્યક્ત કરી, એ સમયના પાટીદાર સમાજના આગેવાનોએ સંતશ્રી વાલરામજી મહારાજના આ વિચારને વધાવી લીધો અને તા. ૨૮-૩-૧૯૭૭ના ઉમિયાદેવી અને ઇશ્વરરામજી અન્નક્ષેત્રની રચના કરવામાં આવી. જેના પ્રથમ પ્રમુખશ્રી પ્રેમજી રામજી અમૃતિયા વરાયા અને ઉમિયા માતાજીના મંદિરે દર્શન કરવા આવતા તમામ યાત્રાળુઓ માટે અન્નક્ષેત્ર ખુલ્લું મૂકવામાં આવ્યું.

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના ૧૯૭૭માં યોજાયેલા દ્વિતીય અધિવેશનમાં જ્ઞાતિમાં સમૂહ લગ્નો યોજવા અંગેનો ઠરાવ કરાયો હતો અને એ બાબત ઉપર વિશેષ ભાર પણ મુકાયો હતો. સમાજના આ અભિગમને મૂર્ત સ્વરૂપ આપવાનો ઉમિયા માતાજી ટ્રસ્ટે તા. ૨-૧૧-૧૯૮૦ની કારોબારીમાં નિર્ણય કર્યો અને રૂપિયા ૨૫૧ની રકમ લઇને કોઇ પણ વિસ્તારના જ્ઞાતિજન સમૂહલગ્નમાં જોડાઇ શકશે એવો પણ નિર્ણય કરાયો.

સને ૧૯૮૨માં ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે ડો. વી. એચ. પટેલની વરણી કરવામાં આવી. ઉમિયા માતાજી

(જુઓ પાનું ૨)

## ઉમિયા માતાજી સંસ્થાનના ભૂતપૂર્વ પ્રમુખશ્રીઓ

પ્રેમજીભાઇ રામજી અમૃતિયા-કલ્યાણપર

ડો. વી. એચ. પટેલ-લુડવા

નારણભાઇ રામજી પોકાર-રાયણ મોટી

શિવદાસભાઇ ગોવિંદ છાભૈયા- દરશડી

જેઠાભાઇ લાલજી ચોપડા-રાજપર

હંસરાજભાઇ દેવજી ધોળુ-દુર્ગાપુર

## ઉમિયા માતાજી સંસ્થાનના ભૂતપૂર્વ મંત્રીઓ

નારણભાઇ વિશ્રામ ભગત-ખેડોઇ

છગનભાઇ પ્રેમજી અમૃતિયા-કલ્યાણપર

અબજીભાઇ વિશ્રામ કાનાણી-વિરાણી મોટી

કરસનભાઇ પચાણ ચૌહાણ

માધવજીભાઇ પ્રેમજી અમૃતિયા-કલ્યાણપર

શિવજીભાઇ કાનજી કાનાણી-કલ્યાણપર

## શ્રી ઉમિયા માતાજી ઇશ્વરરામજી ટ્રસ્ટ વાંઢાયના વર્તમાન કર્ણધારો

**શ્રી રવિલાલ કેસરા રામજિયાણી**
પ્રમુખ

**શ્રી જયેશભાઇ સોમજી છાભૈયા,**
મંત્રી

### હોદ્દેદારશ્રીઓ

પ્રમુખ :
**શ્રી રવિલાલ કેસરા રામજિયાણી,**
દેશલપર-મુંબઇ
ઉપપ્રમુખ :
**શ્રી મેઘજીભાઇ જેઠા રામજિયાણી,**
ભેરૈયા-મુંબઇ
ઉપપ્રમુખ :
**શ્રી ગંગારામભાઇ શિવદાસ રામાણી,**
દેશલપર-ભુજ
મંત્રી : **શ્રી જયેશભાઇ સોમજી છાભૈયા,**
રાજપર-ભુજ
સહમંત્રી : **શ્રી પ્રો. કે. વી. પાટીદાર,**
ખેડોઇ-ભુજ
સહમંત્રી : **શ્રી ડો. પ્રેમજીભાઇ રામજી ઘોઘારી,**
સાંયરા-ગાંધીધામ
સહમંત્રી : **શ્રી બાબુલાલ સામજી ચોપડા,**
જિયાપર
ખજાનચી :
**શ્રી ગંગારામભાઇ શિવગણ ચૌહાણ,**
આણંદસર-ભુજ
ઓડિટર : **શ્રી તેજાલાલ દેવજી સાંખલા,**
રસલિયા-ગાંધીધામ.

### ટ્રસ્ટીશ્રીઓ

**શ્રી ધનજીભાઇ શિવગણ રૂડાણી,**
જિયાપર-મુંબઇ
**શ્રી ધનજીભાઇ પૂંજાભાઇ લીંબાણી,** દરશડી
**શ્રી સામજીભાઇ હરજી સેંઘાણી,**
મમાયમોરા-મુંબઇ
**શ્રી ધનજીભાઇ ગોવિંદ સેંઘાણી,** રાજપર
**શ્રી વિશનજીભાઇ હરજી માવાણી,**
દેશલપર-મુંબઇ
**શ્રી વાલજીભાઇ જીવરાજ દિવાણી,**
લક્ષ્મીપર-દિલ્હી
**શ્રી શામજીભાઇ નારણ નાકરાણી,**
રત્નાપર-મુંબઇ
**શ્રી શિવજીભાઇ નાનજી કાનાણી,**
કલ્યાણપર-ભુજ
**શ્રી માવજીભાઇ વસ્તા છાભૈયા,** વિરાણી મોટી
**શ્રી દેવજીભાઇ માવજી લીંબાણી,**
પાલનપુર-ભુજ

### મુરબ્બી સલાહકારશ્રીઓ

**શ્રી જેઠાભાઇ લાલજી ચોપડા,** રાજપર-ભુજ
**શ્રી લધાભાઇ વિશ્રામ પોકાર,** લુડવા-મુંબઇ
**શ્રી શિવદાસભાઇ ગોવિંદ છાભૈયા,**
દરશડી-ભુજ
**શ્રી નારણભાઇ રામજી પોકાર,** રાયણ-ભુજ
**શ્રી ડો. વાલજીભાઇ હંસરાજ સાંખલા,**
લુડવા-ભુજ
**શ્રી વાલજીભાઇ નારણ ભગત,**
નખત્રાણા-નાગપુર
**શ્રી માવજીભાઇ પ્રેમજી અમૃતિયા,**
કલ્યાણપર-ભુજ
**શ્રી ગોવિંદભાઇ અબજી સેંઘાણી,**
દુર્ગાપુર-દુર્ગાપુર
**શ્રી શિવગણ પચાણ ચૌહાણ,**
આણંદસર-ભુજ

# શ્રી ઉમિયા માતાજી અને ઉમાપતિ મહાદેવ મંદિરની વિશેષતાઓ

ડો. કે.વી. પાટીદાર

વાંઢાયમાં સંતોની પ્રેરણાથી ૬૮ વર્ષ અગાઉ બનેલું ઉમિયા માતાજીનું મંદિર ભૂકંપમાં ક્ષતિગ્રસ્ત થઇ જતાં તેની સામેના પટાંગણમાં મધ્યકાલીન મંદિરો જેવા પથ્થરનું મંદિર બાંધવામાં આવ્યું છે. આ મંદિરનો શિલાન્યાસ ફેબ્રુઆરી-૨૦૦૬માં થયો હતો અને ત્રણ વર્ષમાં તે તૈયાર થયું છે. આ મંદિર સંપૂર્ણપણે પથ્થરમાંથી જ કંડારીને બાંધવામાં આવ્યું છે. તેમાં લોખંડ કે સિમેન્ટનો ઉપયોગ થયો નથી.

કચ્છથી ૧૧૦૦ કિ.મી.ના અંતરે આગ્રા પાસે આવેલા બંસી પહાડપુરમાંથી પથ્થર લાવીને આ મંદિર બંધાયું છે તેમાં ૧૫૦૦૦ ઘનફૂટ પથ્થર વપરાયા છે. મંદિરની નીચે ૧૨ ફૂટની ઊંચાઇનો વિશાળ હોલ રખાયો છે. મંદિરની ઊંચાઇ ૬૫ ફૂટ છે. મંદિરના ૧૦ ફૂટ, પાંચ ઇંચ લંબાઇ-પહોળાઇના ગર્ભગૃહમાં ઉમિયા માતાજીના જૂના મંદિરમાં હતી તે જ મૂર્તિની પુનઃ પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી છે.

ગર્ભગૃહની બહાર કોળીમંડપ ૧૦ ફૂટ, પાંચ ઇંચ લાંબો અને પાંચ ફૂટ, ૧૧ ઇંચ પહોળો છે. જેમાં ગણેશજી અને હનુમાનજીની મૂર્તિઓ બિરાજમાન છે. જ્યાં બેસીને પ્રાર્થના કરી શકાય એ રંગમંડપ અથવા મંડોવર ૧૦×૨૦ ફૂટનો છે. જેની છત પર એકતરફ સેતુબંધ રામેશ્વરના પ્રસંગને કંડારવામાં આવ્યો છે. જ્યારે બીજા ભાગમાં માતાજીના દર્શને આવતા યાત્રાળુઓના સંઘના દ્રશ્યોને કલાત્મક રીતે કોતરવામાં આવ્યા છે.

રંગમંડપની આગળ શૃંગાર ચોકી છે, જે ૩૦ × ૧૦ ફૂટની છે. જ્યારે ત્રણે તરફ આવેલી ત્રિચોકી ૧૦ × ૧૦ ફૂટની છે. મંદિરનો ગર્ભગૃહ સિવાયનો ભાગ પથ્થરના શિલ્પકલાથી સુશોભિત સ્તંભો પર છે. આગળના ભાગમાં દીવાલ કે દ્વાર નથી. મંદિરના ૨૨ સ્તંભો પૈકી એકબાજુના ૧૧ સ્તંભો પર રામાયણના પ્રસંગો અને બીજા બાજુના ૧૧ સ્તંભો પર કૃષ્ણલીલાના પ્રસંગોને કંડારવામાં આવ્યા છે.

ગર્ભગૃહની બહારની બાજુ ફરતે દીવાલમાં ૧૮ દેવીઓના શિલ્પો પથ્થરમાં કંડારવામાં આવ્યા છે, જે મંદિરની સુંદરતામાં ઓર નિખાર લાવે છે. મંદિરની પ્રદક્ષિણામાં ત્રણે દિશાના ત્રણ ગોખમાં સરસ્વતી, ગાયત્રી અને ગંગાજીની આરસની સુંદર પ્રતિમાઓ મૂકવામાં આવી છે. મંદિરના શિખર પર ચાર દિશાના દેવો, સુખનો સિંહ અને જોગણીઓના શિલ્પથી શોભાયમાન છે. ગર્ભગૃહના આરસના પંચશાખી બારણાઓમાં પણ દેવીઓની મૂર્તિઓ દ્રષ્ટિગોચર થાય છે, તેમાં જડાયેલા ચાંદીના કલાત્મક દરવાજા અને દર્શન ભાગમાં મુકાયેલી એવી જ કલાત્મક ચાંદીના વરખવાળી દાનપેટીથી મંદિર દેદિપ્યમાન લાગે છે. બાંધકામ સમિતિના પ્રમુખ અને શિલ્પ અને સ્થાપત્યના અચ્છા મર્મજ્ઞ શ્રી ધનજીભાઇ પૂંજા લીંબાણીના માર્ગદર્શન હેઠળ સંજયભાઇ સોમપુરા અને તેમની ટીમે આ શિલ્પકારીથી મંડિત ભવ્ય મંદિરનું નિર્માણ કર્યું છે. ધનજીભાઇએ સંસ્થાના વિકાસમાં ૨૭ વર્ષથી અવિરત સેવાઓ આપી છે. મધ્યકાળના કલાત્મક મંદિરોની યાદ અપાવે એવા આ મંદિર જેવા મંદિરો બહુ જ ઓછા જોવા મળે છે. મંદિરમાં સી.સી. કેમેરાની કાયમી વ્યવસ્થા રાખવામાં આવી છે. આ મંદિરના નિર્માણનું ખર્ચ અંદાજે રૂા. બે કરોડ જેટલું થવા જાય છે.

### ઉમાપતિ મહાદેવનું મંદિર-વાંઢાય

ઇશ્વરનગર વાંઢાય ખાતે ૨૦૦૬માં શ્રી ઉમિયા માતાજી મંદિરનું ભવ્ય નિર્માણ થયું તે સમયે જ સંસ્થાના કર્ણધારો, મુરબ્બીઓને વિચાર આવ્યો કે ઉમાપતિ મહાદેવનું મંદિર પણ માતાજીના મંદિરની બાજુમાં હોવું જોઇએ. વિચારો કાર્યાન્વિત થતાં ઉમાપતિ મહાદેવ મંદિરનો શિલાન્યાસ તા. ૧૧-૧૧-૨૦૦૯માં કરવામાં આવ્યો. મંદિરના બાંધકામના ત્રણ મુખ્ય વિભાગો કલાત્મક રીતે, નયનરમ્ય રીતે તૈયાર કરવામાં આવ્યા છે. જેમાં મંદિરનો ગર્ભગૃહ કે જેનો વિસ્તાર ૮' ૩'' × ૮' ૩'' કોળી મંડપ ૮' ૩'' × ૩' ૯'' જ્યાં ગણપતિ, હનુમાનજીની મૂર્તિઓ આવેલી છે. બાંધકામ, રંગમંડપ કે જેને આપણે હોલ કહીએ છીએ તેનો વિસ્તાર ૧૪' ૩'' × ૧૪' ૩'' બાંધકામનો અને બે બાજુનો ચોકીનો વિસ્તાર કે જેનો વિસ્તાર ૬' ૩'' × ૬' ૩'' ચો. ફૂટ બાંધકામનો બનાવવામાં આવ્યો છે. મંદિરને ફરતે અતિ સુંદર કઠોળાનું કામ બંસી પહાડ પથ્થરોમાંથી નિર્મિત થાંભલીઓથી શોભે છે. મંદિરના અંદરના ભાગે અતિ ભવ્ય મારબલ સ્ટોન દૂધ જેવો સફેદ બરફ જેવો મનમોહક છે. બહારના ભાગે ઢોલપુર પથ્થરનું કામ પણ મંદિરની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. શિલ્પકામ અને નકશીકામ સોમપુરા શૈલીથી કરવામાં આવેલું છે. મંદિરના નિર્માણ કાર્યમાં બંસી પહાડ પથ્થરથી કામ થયેલું છે. મંદિરનું ખુલ્લું મેદાન ૩૫૦૦૦ ચો.ફૂટ ઇન્ટરલોક રંગીન પથ્થરથી જુદી જુદી ડિઝાઇનથી શોભાયમાન છે. જેનાથી સમગ્ર મંદિરના પટાંગણનો પશ્ચિમ અને દક્ષિણ ભાગ બંને મંદિરોની ભવ્યતામાં ઉમેરો કરે છે. આ મંદિર રૂપિયા ૪૫ લાખના ખર્ચે તૈયાર થયું છે. ઉપરાંત મંદિરમાં અતિ ઉત્કૃષ્ટ શોભાયમાન શિવલિંગ, દિવ્ય મૂર્તિઓ, ગંગાજી, પાર્વતી, હનુમાનજી, ગણપતિ, નંદી, કાચબો અને ત્રણેય દિશાઓના દેવોથી ઉમાપતિ મહાદેવનો પરિવાર જીવંત સ્વરૂપે હાજર હોય તેવો ભાસ થાય છે. મંદિરનો સિલ્વર જર્મનનો દરવાજો અતિ સુંદર ઓપ આપે છે. આ સમગ્ર કાર્ય કરવામાં બે વર્ષ જેવો સમય લાગ્યો છે. આયોજકોની દીર્ઘદ્રષ્ટિ અને ખંતથી કરેલા કાર્યથી આ મંદિરનું નિર્માણ થયેલ છે. જેની પ્રાણપ્રતિષ્ઠા તા. ૩૦/૩/૧૨થી ૧/૪/૧૨ દરમ્યાન થઇ રહી છે. સમગ્ર કચ્છમાં આવેલા મંદિરોમાં વધુ એક યાદગાર અને ભવ્ય મંદિરનું નિર્માણ થયેથી કચ્છ અને ગુજરાત અને સમગ્ર ભારતભરમાંથી ધાર્મિક આસ્થા ધરાવતા ગુણીજનો આ જગ્યાએ આવી દર્શન કરી પાવન થશે એ નિશ્ચિત છે.

## વિકાસની ગાથા દર્શાવતા અતિથિગૃહો

માતુશ્રી રતનબેન વિશ્રામભાઈ પોકાર ઉમા પથિકાશ્રમ ભવન

સ્વ. કેશરાભાઈ કરસન રામજીયાણી અતિથિગૃહ

સ્વ. શ્રી લાછબાઈ કાનજી શિવદાસ ભાવાણી અન્નપૂર્ણાભવન

માતુશ્રી રતનબેન વિશ્રામ પોકાર લાલરામ પથિકાશ્રમ

# જ્ઞાન અને ભક્તિથી મહેકતી તપોભૂમિ

કરમશી એન. પટેલ

કચ્છની પાવન ધરા પર આવેલું તીર્થસ્થાન ઇશ્વરનગર-વાંઢાય અનેક સંતો અને મહંતોની તપોભૂમિ રહ્યું છે. આજે એ ધરા પર વિદ્યમાન સંસ્થાઓ તેની સાક્ષી પૂરે છે. વાંઢાયમાં ઉમિયા માતાજી સંસ્થાન ઉપરાંત ઇશ્વર આશ્રમ (ઓધવરામજીનો દ્વારો), ઇશ્વર ભાવના (ઋષિ કૃષિ વિદ્યાલય) જેવી સંસ્થાઓ પણ છે. વાંઢાયમાં ઉમિયા માતાજી મંદિર ઉપરાંત રામ મંદિર, શિવ મંદિર, યોગેશ્વર મંદિર પણ વિદ્યમાન છે. પણ એ વાત યાદ રાખવી ઘટે કે માત્ર કોઇ સ્થળે ઘણાં બધાં ધાર્મિક [illegible] આવેલું હોવાથી એસ.ટી.ની જૂજ બસ અહીંથી નીકળે છે. ભુજથી ખાનગી વાહન લઇ આવનાર યાત્રિકોને દેશલપર આવવાની જરૂર નથી. સદનવાડીથી રસ્તો અંદર વાંઢાય સુધી જાય છે અને બસમાં આવનાર યાત્રિકો દેશલપર ઉતરીને પગે ચાલીને અથવા ખાનગી રીક્ષા-ટેક્ષીમાં જઇ શકે છે. એ જ રીતે વાંઢાય-માંડવી તરફનાં ગામો ગઢશીશા, લુડવા, [illegible] તપોભૂમિ રહી છે. આ ભૂમિ પર ઓધવરામ જેવા મહાન સંતોનાં તપ [illegible] પડયાં છે કે જેમણે તે સમયેના સમાજમાં ચેતનાની ચિનગારી પ્રગટા[illegible] અહીંથી ગામડે ગામડે ઘૂમીને ભગીરથ કાર્ય કર્યું અને ત્યારબાદ તે[illegible] અને તેમનું નામ પણ બ્રહ્મનિષ્ઠ સંત અને ગુરુની સ્મૃતિમાં ઇશ્વર આશ્રમ [illegible] આ ભૂમિની માટીમાં જ્ઞાન અને ભક્તિની મહેક છે અને એ ધૂળને માથે ચડાવનારા યાત્રિકો પણ ધન્ય બની જાય છે.

પરિસરમાં આવેલા રામમંદિર અને ઈશ્વર આશ્રમ

## પહેલા પાનાથી...

### વાંઢાયનું ઉમિયાધામ

સંસ્થાનમાં જરૂરી બાંધકામ અને વિકાસની જવાબદારી આ ટ્રસ્ટે સંભાળી ત્યારે અન્નક્ષેત્ર અને ભોજનાલયની જવાબદારી ઉમિયા દેવી અને ઇશ્વરરામજી ટ્રસ્ટના શિરે રહી.

સને ૧૯૮૩માં યાત્રાળુઓને ઉતરવા માટે ત્રણ માળનું વિશ્રાંતિગૃહનું બાંધકામ શરૂ કરાયું. તેમાં કુલ્લે ૧૫ રૂમો બંધાયા. વિશ્રાંતિગૃહનું નામકરણ શ્રી રવિલાલભાઇ કેશરા રામજિયાણીએ તેમના પિતાશ્રી કેશરાભાઇ રામજિયાણીના સ્મણથિ રૂા. ૫૧,૦૦૦ આપીને કરાવ્યું હતું. જેનું ઉદ્‌ઘાટન ૧૯૮૪માં સંતશ્રી વાલદાસજી મહારાજના હસ્તે કરાયું હતું. આ વર્ષે મંદિરનું આધુનિકરણ કરવામાં આવ્યું અને સંસ્થાના વિકાસ માટે બે પ્લોટોની ખરીદી કરવામાં આવી.

સને ૧૯૮૫માં સંસ્થાએ સંપાદિત કરેલ ઉમિયા બાગની જમીન પર નીલગીરીનું વાવેતર કરવાનું નક્કી થયું. આ સમય દરમ્યાન શ્રી શિવદાસભાઇ ગોવિંદ છાભૈયા કચ્છ જિલ્લા પંચાયતના પ્રમુખપદે અને શ્રી નારાણભાઇ રામજી પોકાર બાંધકામ સમિતિના પ્રમુખપદે કાર્યરત હતા. તેથી આ બન્ને આગેવાનોએ અંગત રસ લઇ લુડવાથી વાંઢાય સુધી પાકો ડામર રોડ બંધાવી આપ્યો જેથી એ વિસ્તારના યાત્રાળુઓની અવર જવરની સુવિધામાં વધારો થયો.

તા. ૧૭-૪-૧૯૮૬ના યોજાયેલી ઉમિયા માતાજી ટ્રસ્ટની સામાન્ય સભામાં ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી નારાણભાઇ રામજી પોકારની અને મંત્રી પદે છગનલાલ પ્રેમજી અમૃતિયાની વરણી થઇ. આ કાર્યભાર તેમણે સતત આઠ વર્ષ લગી સંભાળેલો હતો. તેમના સમય ગાળામાં માતુશ્રી રતનબાઇ વિશ્રામ પોકાર પથિકાશ્રમનું નિર્માણ થયું તેમજ અન્નૂપર્ણા ભવનનું બાંધકામ પણ તેમના સમયમાં જ પરિપૂણ થયું.

૧૯૮૬માં શિક્ષણ સમિતિની રચના કરવામાં આવી હતી જેના પ્રમુખ તરીકે ડો. વી. એચ. પટેલ નિયુક્ત થયા હતા અને જ્ઞાનપ્રચાર સમિતિની રચના કરવામાં આવી હતી. જેનાં પ્રમુખ તરીકે શ્રી પ્રેમજી રામજી અમૃતિયા નિયુક્ત થયા હતા.

સને ૧૯૯૧થી ૧૯૯૪ દરમિયાન ઉમિયાદેવી તથા શ્રી ઇશ્વર રામજી અન્નક્ષેત્ર ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી શિવદાસભાઇ ગોવિંદ છાભૈયા અને મંત્રીપદે શ્રી નારાણભાઇ વિશ્રામ ભગતે સેવા આપી હતી. ઉમિયા માતાજી સંસ્થાન ખાતે આવેલું ભોજનાલય નાનું પડતું હોવાથી હાલે જે ભોજનાલય છે તેનું નિર્માણ આ સમય દરમ્યાન કરવામાં આવ્યું.

૧૯૮૯માં ઉમિયા માતાજી સંકુલમાં પ્રેરણામૂર્તિ સંતશ્રી ઓધવરામજી મહારાજની મૂર્તિને પ્રતિષ્ઠિત કરવામાં આવી.

સને ૧૯૯૪થી ૧૯૯૯ દરમિયાન ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે જેઠાભાઇ લાલજી ચોપડા અને મંત્રીપદે કરશનભાઇ પચાણ ચૌહાણે સેવાઓ આપી હતી. આ સમય ગાળામાં અન્નપૂર્ણા ભવનને અડીને ઉમિયા ભવનનું નિર્માણ કરવામાં આવ્યું. ત્યાર બાદ ભોજનાલયના ઉપરના ભાગમાં ગેસ્ટ હાઉસનાં રૂમો બાંધવામાં આવ્યા, જેનું નામ દાતાશ્રી માતુશ્રી રતનબેન વિશ્રામ પોકાર લાલરામ ભવન રાખવામાં આવ્યું. જેનું ઉદ્‌ઘાટન ૧૯૯૭માં કરાયું અને ઉમા મહેશ્વર ભોજનાલય હોલનું ઉદ્‌ઘાટન શ્રી મનજીભાઇ વાલજી સાંખલા ઉખેડાવાળા અને શ્રી મણિલાલ પૂંજા રામાણીના હસ્તે કરવામાં આવ્યું. ૧૯૯૬માં મહા સુદ પૂર્ણિમાના શ્રી લક્ષ્મીનારાયણ સનાતન ધર્મ પ્રચાર સમિતિની રચના કરવામાં આવી અને હજારો સનાતન ધર્મપ્રેમી ભાઇ-બહેનોની ઉપસ્થિતિમાં વાંઢાયથી વિરાણી (મોટી) વિરાટ ધર્મયાત્રા કાઢવામાં આવી. આ ધર્મપ્રચાર સમિતિના પ્રમુખપદે શ્રી પ્રેમજીભાઇ પૂંજા વાસાણી વરાયા હતા.

સને ૧૯૯૬માં ઉમિયા માતાજી ટ્રસ્ટે તેનું મુખપત્ર ઉમા દર્પણનું પ્રકાશન શરૂ કર્યું, જેના માનદ્ તંત્રીપદે શ્રી રતિલાલ મનજી પટેલ નિયુક્ત થયા. સને ૧૯૯૮માં ઉમિયા માતાજી મંદિરનો સુવર્ણ જયંતી મહોત્સવ ખૂબ જ શાનદાર રીતે ઉજવવામાં આવ્યો.

સને ૧૯૯૯થી ૨૦૦૮ દરમિયાન ઉમિયા માતાજી ટ્રસ્ટના પ્રમુખપદે શ્રી હંસરાજભાઇ દેવજી ધોળુએ તેમની બહુમૂલ્ય સેવાઓ આપી. ૧૯૯૯થી ૨૦૦૦ દરમિયાન શ્રી માધવજીભાઇ પ્રેમજી અમૃતિયા મંત્રીપદે રહ્યા હતા સને ૨૦૦૨થી ૨૦૦૮ દરમ્યાન શ્રી શિવજીભાઇ નાનજી કાનાણીએ મંત્રીપદે રહીને તેમની સેવાઓ આપી હતી. ડો. વી. એચ. પટેલ ૧૯૯૪થી ૧૯૯૯ દરમિયાન ઉમિયા દેવી અને ઇશ્વરરામજી અન્નક્ષેત્રના પ્રમુખપદે સેવા આપીને નિવૃત્ત થયા.

સને ૨૦૦૧માં કચ્છમાં વિનાશક ભૂકંપથી કચ્છનાં ગામોમાં ઘણાં મકાનો ધ્વંસ થઇ જતાં તાત્કાલિક સહાયની આવશ્યકતા ઊભી થઇ. એ સમયે ઉમિયા માતાજી ઇશ્વરરામજી ટ્રસ્ટ અસરગ્રસ્તોની વહારે થયું અને કચ્છના કડવા પાટીદારોની વસ્તીવાળા ગામોમાં ભૂકંપગ્રસ્તોનાં મકાન બાંધવા તદ્દન રાહત ભાવે ૮૦ હજાર થેલી સિમેન્ટનું વિતરણ કર્યું. આ કાર્ય માટે દાતાઓ તરફથી તેમજ ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા તરફથી સંસ્થાને દાન પણ મળ્યું હતું.

સને ૧૯૯૮માં કંડલામાં ત્રાટકેલા વાવાઝોડાં વખતે પણ જ્ઞાતિનાં ભાઇ-બહેનોને મદદ કરવા રૂપિયા પાંચ લાખની વ્યાજ મુક્ત લોન આપી હતી સંસ્થાએ સુરતમાં પૂરપીડિતો માટે ફૂડ પેકેટો મોકલીને માનવ સેવાનાં કાર્યમાં તેનું યોગદાન આપ્યું હતું.

તા. ૧૭-૪-૨૦૦૫માં સંતશ્રી ઓધવરામજી મહારાજની બાજુમાં તેમના ગુરુ બ્રહ્મલીન સંતશ્રી લાલરામજી મહારાજની મૂર્તિનું સ્થાપન કરાયું અને જ્ઞાતિનાં આર્થિક રીતે નબળા કુટુંબોને તબીબી સહાય કરવા આરોગ્યનિધિની પણ શરૂઆત કરવામાં આવી. ભુજમાં ઉમાદર્પણ માટે કાર્યાલય તેમજ અન્ય સામાજિક પ્રવૃત્તિઓ માટે ઉમાહોલ સંસ્થા દ્વારા ખરીદવામાં આવ્યો અને તેનું ઉદ્‌ઘાટન દાતાશ્રી વાલજીભાઇ જીવરાજ દિવાણી (સાગર) અને લધાભાઇ વિશ્રામ પોકાર મુંબઇના હસ્તે કરવામાં આવ્યું.

ભૂકંપમાં જર્જરિત થઇ ગયેલા ઉમિયા માતાજી મંદિરના સામેના પટાંગણમાં તા. ૧૩-૨-૨૦૦૬ના નવા ઉમિયા માતાજી મંદિરનો શિલાન્યાસ કરવામાં આવ્યો, જેના મુખ્ય દાતા રામભરોસે હસ્તે દેવજીભાઇ ભાવાણી સુરત રહ્યા હતા.

ઉમિયા માતાજીનું શિલ્પ કળાથી સુશોભિત મંદિર તૈયાર થઇ જતાં તેમાં ઉમિયા માતાજી મૂર્તિ પુનઃ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ તા. ૧-૪-૨૦૦૯થી તા. ૩-૪-૨૦૦૯ના શાનદાર રીતે ઉજવાયો જેમાં શ્રી દેવજીભાઇ નાનજી ધોળુ પરિવારે ઉમિયા માતાજીની મૂળ મૂર્તિની પુનઃ પ્રતિષ્ઠા કરી. નવેમ્બર ૨૦૦૯માં ઉમિયા માતાજી મંદિરની બાજુમાં જમીન સંપાદિત કરી શિવમંદિરનો શિલાન્યાસ કરવામાં આવ્યો અને મંદિરનું નિર્માણ કાર્ય પુરું થતાં તા. ૩૦-૩-૨૦૧૨થી ૧-૪-૨૦૧૨ના પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ ઉજવાશે.

ઇ.સ. ૨૦૦૮થી કાર્યરત વર્તમાન પ્રમુખશ્રી રવિલાલ કેશરા રામજિયાણી, મંત્રીશ્રી જયેશભાઇ સોમજી છાભૈયા તેમજ સંસ્થાના હોદ્દેદારો અને ટ્રસ્ટીઓના ખંત અને નિષ્ઠાભર્યા પ્રયાસથી ઉમાપતિ મહાદેવ મંદિરનું નિર્માણ કાર્ય પરિપૂર્ણ થયું છે તેમના દ્વારા શિવ મંદિરની સામેની જમીન સંપાદિત કરીને મંદિર પ્રાંગણને વિશાળ બનાવવામાં આવ્યું છે. ઉમિયા માતાજી સંસ્થાન સંકુલના ઉપરના અને નીચેના પ્રાંગણને ઇન્ટર લોકથી સુશોભિત કરવામાં આવ્યું છે. સંકુલની આગળની ખુલ્લી પડેલી જમીન પર કમ્પાઉન્ડ હોલ કરી સુંદર પ્રવેશ દ્વાર બાંધવામાં આવ્યું છે. ઉમિયા માતાજીના જુના મંદિરના સ્થળે યજ્ઞશાળા બાંધવામાં આવી છે જેમાં નિયમિત યજ્ઞો કરવામાં આવે છે.

શ્રી ઉમાપતિ મહાદેવ પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ વિશેષ પૂર્તિ ■ તા. ૩૦-૦૩-૨૦૧૨ શુક્રવાર

કચ્છમિત્ર 3

# કચ્છના કડવા પાટીદારો : દૂધ જેવું મન, સાકર જેવો સ્વભાવ



પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા.

રતિલાલ એમ. પટેલ

કચ્છમાં વસતા કડવા પાટીદારોના ઈતિહાસ પર દ્રષ્ટિપાત કરીએ તો જણાશે કે આ જ્ઞાતિ મૂળ કચ્છની નથી પણ આશરે ૪૫૦ વર્ષ અગાઉ કચ્છમાં આવી છે એ પહેલાં તે ઉત્તર અને મધ્ય ગુજરાતના જુદા જુદા વિસ્તારમાં વસતી હતી.

જાણીતા ઈતિહાસકાર ડૉ. મંગુભાઈ પટેલે નોંધ્યું છે તેમાં ગુજરાતના કડવા પાટીદારના જૂથોએ પિરાણાના ઈમામશાએ સ્થાપેલો પીરનો પંથ જે આજે સતપંથના નામે ઓળખાય છે તે સ્વીકાર્યો અને કુટુંબમાં કલહ ન થાય એ હેતુથી એ જૂથો ૧૫૮૦માં કચ્છમાં આવી વસ્યા. કચ્છના રાજા તેમજ એ વખતના જાગીરદારોને મહેનતકસ ખેડૂતોની જરૂર હતી એટલે તેમણે કચ્છમાં આવેલા કડવા પાટીદારોના કુટુંબોને આશરો આપ્યો અને જમીન, મકાન અને અન્ય સગવડો આપી પોતાના તાબાંના ગામોમાં વસાવ્યા.

શરૂઆતના તબક્કામાં આ કુટુંબો વાગડમાં શિકરા ગામે આવ્યા. ત્યાર પછી તે કુટુંબો પશ્ચિમ કચ્છના પાણીવાળા વિસ્તારમાં જઈ વસ્યા. એમાંના કેટલાક કુટુંબો આજથી ૧૦૦ વર્ષ અગાઉ સાબરકાંઠામાં ખેતી કરવા ચાલ્યા ગયા અને કંપા બનાવીને રહ્યા. આજે સાબરકાંઠા અને બાજુના જિલ્લાઓમાં ૩૭૦ જેટલા કંપાઓ છે.

ગતવર્ષે પ્રકાશિત થયેલા કચ્છ કડવા પાટીદારોના ઈતિહાસમાં નોંધાયેલ વિગત મુજબ કચ્છમાં ૧૩૫ જેટલા ગામોમાં કડવા પાટીદારો વસે છે. તેમાંના ત્રિસેક ગામો એવા છે કે, જેના પાટીદારોએ જ તોરણ બાંધ્યા છે. જ્યારે બાકીના ગામોમાં પાટીદારો પાછળથી વસ્યા છે. પણ સ્થાનિક જ્ઞાતિઓ સાથે દૂધમાં સાકર ભળે તેમ ભળી ગયા છે. સૌથી વધુ નખત્રાણા તાલુકામાં ૭૫ ગામમાં, માંડવી તાલુકામાં ૩૨ ગામોમાં, પાટીદારોની વસતી છે. અન્ય તાલુકામાં પણ ઓછા-વત્તા અંશે પાટીદારો વસે છે. કચ્છના કડવા પાટીદારોની કુલ વસ્તી અંદાજે ૨.૫૦ લાખ છે જેમાં હાલે અંદાજે ૬૦,૦૦૦ની જનસંખ્યા કચ્છમાં છે. અંદાજે ૫૦,૦૦૦ની જનસંખ્યા સાબરકાંઠા વિસ્તારમાં છે અને અંદાજે ભારતના જુદા જુદા રાજ્યોમાં ૧.૫૦ લાખ કચ્છના કડવા પાટીદાર વસે છે.

ગામડામાં રહેતા પાટીદાર કુટુંબો ખેતીના વ્યવસાય સાથે સંકળાયેલા છે પણ અપૂરતા પાણીને કારણે અને દુષ્કાળને કારણે નખત્રાણા તાલુકાના ૮૦થી ૯૦ ટકા પાટીદાર કચ્છ છોડી ભારતના જુદા જુદા વિસ્તારમાં સ્થાયી થયા છે અને તેઓ મુખ્યત્વે લાકડાનો વેપાર અને સોમિલોનો વ્યવસાય કરે છે. જ્યારે માંડવી, ભુજ વિસ્તારના ૬૦થી ૭૦ ટકા કુટુંબો મુંબઈ, પુના, નાસિક વગેરે વિસ્તારમાં ગયા છે અને તેમણે મોટેભાગે મકાન બાંધકામના વ્યવસાયમાં ઝંપલાવ્યું છે અને સારું કાઠું કાઢ્યું છે. નવી પેઢીએ પરંપરાગત વ્યવસાયની સાથે પ્લાયવૂડ, ટાઈલ્સ, પેપરમિલ જેવા ઉદ્યોગમાં ઝૂકાવ્યું છે અને વેપારના નવા ક્ષેત્રોમાં પદાર્પણ કર્યા છે. પાટીદારો પ્રથમથી જ ઓછા ભણેલા હોવા છતાં પરિશ્રમ અને પ્રામાણિક હોવાને કારણે ટૂંકા સમયમાં હરણફાળ પ્રગતિ કરી છે.

પાટીદારોનું સામાજિક સંગઠન સારું છે. જ્ઞાતિની કેન્દ્રીય સંસ્થા અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ છે. કેન્દ્રીય સમાજમાં સેવા આપી ચૂકેલા પ્રમુખશ્રીઓ (૧) શિવદાસ કાનજી નાકરાણી (૨) ખીમજીભાઈ નાગજી લીંબાણી (૩) પ્રેમજીભાઈ પૂંજાભાઈ વાસાણી (૪) મણિલાલભાઈ પૂંજાભાઈ રામાણી (૫) ખીમજીભાઈ લખમશીભાઈ લીંબાણી (૬) વાલજીભાઈ શિવજીભાઈ વાડિયા (૭) રામજીભાઈ કરમશી નાકરાણી (૮) વર્તમાન પ્રમુખ ગંગારામ હીરાલાલ સાંખલા છે. જેના દ્વારા જ્ઞાતિમાં શિક્ષણનો વ્યાપ વધારવા નખત્રાણા, ભુજ અને માંડવીમાં કુમાર અને કન્યા છાત્રાલયો બંધાયા, વિદ્યાનગરમાં પણ હોસ્ટેલ છે અને નવી હોસ્ટેલ ઊભી થશે. છેલ્લા ચાર દાયકામાં જ્ઞાતિમાં શિક્ષણનું પ્રમાણ ખાસું વધ્યું છે. હાલે જ્ઞાતિમાં ૫૦૦ ડોકટરો, ૧૧૦ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ, ૨૫૦ જેટલા ઈન્જિનીયરો, ૪૫૦ ડિપ્લોમા હોલ્ડર અને ૫૦૦ જેટલા શિક્ષકો અને પ્રોફેસરો છે તેમજ મહિલાઓનું પ્રમાણ પણ ઠીક ઠીક છે.

કડવા પાટીદારોની કુળદેવી ઊંઝાવાળા ઉમિયા માતાજી છે, જેનું વાંઢાયમાં પણ સ્થાન આવેલું છે. કચ્છના કડવા પાટીદાર જ્ઞાતિમાં ૨૦૦ વર્ષ પહેલાં કેસરામુખી સાંખલા અને ૧૦૦ વર્ષ પહેલા નારાયણજીભાઈ લીંબાણી, રતનશીભાઈ ખેતાણી, નથુભાઈ કેશરાણી અને સંત શ્રી ઓધવરામજી મહારાજે ધાર્મિક જાગૃતિનો શંખ ફૂંક્યો અને ઘણા પાટીદાર કુટુંબો સતપંથ સંપ્રદાય છોડી સનાતન ધર્મ તરફ વળ્યા. આજે જ્ઞાતિના આશરે ૮૦થી ૮૫ ટકા લોકો લક્ષ્મીનારાયણ ભગવાને પોતાના ઈષ્ટદેવ માને છે અને ગામે ગામ લક્ષ્મીનારાયણના મંદિરો બંધાયા છે. આ ધર્મ જાગૃતિનું અભિયાન સંત શ્રી ઓધવરામજીએ ઉમિયા માતાજી સંસ્થાનમાંથી જ શરૂ કર્યું હતું. હાલમાં દેશલપર નજીક લક્ષ્મીનારાયણ મંદિરોનું કેન્દ્રસ્થાન ઊભું થયું છે. જ્ઞાતિમાં કેટલાક કુટુંબો સ્વામિનારાયણ સંપ્રદાયમાં છે, તો કેટલાક કુટુંબો સતપંથ સંપ્રદાયમાં છે, તો કેટલાક કુટુંબો આર્યસમાજમાં આસ્થા ધરાવે છે.

આ જ્ઞાતિ રાજકીય ક્ષેત્રે પણ સક્રિય છે. અત્યાર સુધીમાં રાજકીય ક્ષેત્રે મણિભાઈ દેવજી ભોજાણીને સન ૧૯૯૬માં નર્મદા વિકાસ, કૃષિ અને પશુપાલન ખાતામાં નાયબ મંત્રી બનાવવામાં આવ્યા. કચ્છમાં ધારાસભ્ય તરીકે ખીમજીભાઈ નાગજીભાઈ લીંબાણી, છબીલભાઈ નારાણભાઈ પટેલ, ધનજીભાઈ ગોવિંદ સેંઘાણી, સાબરકાંઠા વિસ્તારમાં ધારાસભ્ય તરીકે નારાયણ શિવજી પોકાર, અરજણ ભીમજી ધોળુ, નાથાભાઈ દેવજી ચોપડા, છત્તીસગઢમાં ધારાસભ્ય તરીકે દેવજીભાઈ સામાણી, આ ઉપરાંત જિલ્લા પંચાયતના પ્રમુખ તરીકે શિવદાસ ગોવિંદ છાભૈયા, જિલ્લા પંચાયતની જુદી જુદી સમિતિના ચેરમેન, તાલુકા પંચાયતના પ્રમુખપદે ઘણા પાટીદારો કચ્છ અને સાબરકાંઠામાં સેવા આપી ચૂક્યા છે અને આપી રહ્યા છે. ઘણી નગરપાલિકા અને ગ્રામ પંચાયતમાં ઘણા ભાઈઓ અને મહિલાઓ પોતાનું કૌવત દેખાડી રહ્યા છે. સહકારી ક્ષેત્રે પણ પાટીદારોનું નોંધપાત્ર પ્રદાન છે. પાટીદારો ભારતમાં જ્યાં વસે છે ત્યાં જૂથમાં રહે છે. સંગઠિત થઈને રહે છે અને દરેક જગ્યાએ મોટી સમાજવાડી ભવનો બાંધ્યા છે. તેમની માતૃભાષા ગુજરાતી છે પણ પંજાબ અને પછી મારવાડમાંથી ગુજરાતમાં આવ્યા હોવાથી તેમના શબ્દ ભંડોળમાં મારવાડી શબ્દો અને કચ્છમાં વસ્યા હોવાથી કચ્છી શબ્દો પણ સાંભળવા મળે છે અને સ્થાનિક ભાષા શીખવા છતાં ઘરમાં તો પોતાની માતૃભાષા ગુજરાતી જ બોલે છે.

નરવીરશ્રી કેસરા મુખી સાંખલા

આદ્યસુધારક નારાયણ રામજી લીંબાણી

જન્માષ્ટમી તેમનો પ્રિય તહેવાર છે તે ઉજવવા ઘણા કુટુંબો માદરેવતન આવતા હોય છે. સમય અને સંપત્તિનો વ્યય થતો અટકાવવા દરવર્ષે ૫૦૦ જેટલા યુગલો સમૂહલગ્નમાં જોડાય છે. કન્યા વિક્રય કે દહેજ જેવા દૂષણો સમાજમાં નથી. સરળ અને ભોળાભલા હોવાથી કોઈના પ્રભાવમાં આવી જઈને અંધશ્રદ્ધાના ભોગ બનતા જોવા મળે છે. મોટાભાગના લોકો વ્યસનમુક્ત છે. આ જ્ઞાતિમાં પરસ્પરને સહકાર આપવાની ભાવના જોવા મળે છે. ઉદાર મનના છે તેથી સત્કાર્યમાં દાન આપે છે. એટલે જ કદાચ એવું કહેવાયું હશે કે કણબી પાછળ કરોડ, કણબી કોઈની વાંહે નહીં, ખેતી કરતા પાટીદારો માટે કવિએ આ પંક્તિઓ પણ લખી છે,

*તન મેલાં મન ઉજળાં ભોળા પાટીદાર*
*આપે પણ માગે નહીં ઉમિયા માના બાળ.*

કચ્છના પાટીદારો સાહસિક અને સ્વતંત્ર મિજાજના હોવાથી તેને ભણ્યા પછી પણ નોકરી કરવાનું બહુ ગોઠતું નથી તે સ્વતંત્ર કે ભાગીદારીમાં વ્યવસાય કરવાનું જ પસંદ કરે છે અને તેમાં સફળ પણ થયા છે. આજે કચ્છના પાટીદારો સૌથી વધુ કચ્છ બહાર મુંબઈમાં ૨૦૦૦૦ જેટલા છે. આ ઉપરાંત ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક, તામિલનાડુ, કેરળ, આંધ્રપ્રદેશ, ઓરિસ્સા, બંગાળ, મધ્યપ્રદેશ, છત્તીસગઢ, દિલ્હી વગેરે રાજ્યોમાં વ્યવસાયાર્થે ફેલાયેલા છે. થોડા કુટુંબો બ્રિટન અને યુ.એસ.એ.માં પણ છે. જ્યાં ગયા છે ત્યાં ખમીર અને ખુમારીથી રહે છે. છતાં માદરે વતન કચ્છને તેઓ ભૂલ્યા નથી. કચ્છના પોતાના મૂળ ગામમાં જમીન મકાન વેંચતા નથી. તેઓ મૂળે કચ્છી ન હોવા છતાં સવાયા કચ્છી થઈને રહે છે અને તેમને કચ્છના પાટીદાર હોવાનું ગૌરવ પણ છે.

# વાંઢાયની સંત પરંપરા

વાંઢાયની પુનિત ભૂમિ પર આજે જે સંસ્થાઓ વિદ્યમાન છે તે હરિહર સંપ્રદાયની સંત પરંપરાએ આ ભૂમિ પર કરેલા તપ અને પુરુષાર્થના પ્રત્યક્ષ કે પરોક્ષ પરિણામરૂપ છે. હમલાના પૂજ્ય દેવાસાહેબે પ્રેરેલા વૈદિક સનાતન ધર્મની એક ધારા સમાન હરિહર સંપ્રદાયના સંતોએ આવીને આ ભૂમિ પર નિવાસ કર્યો અને સંત ઈશ્વરરામજીની સમાધિ તેમજ શિવમંદિરનું નિર્માણ પણ કરાવ્યું. એ પહેલાં અગાઉના સંતો આજે જ્યાં પાટીદારોના કુળદેવી શ્રી ઉમિયા માતાજીનું મંદિર છે તે સ્થાને જૂનો દ્વારો હતો ત્યાં રહેતા. મહારાજશ્રી ઈશ્વરરામજીએ પણ ત્યાં સાધના કરેલી. શ્રી ઉમિયા માતાજી સંસ્થાનમાં આજે પણ તેમનો ઢોલિયો સંભાળીને રાખવામાં આવ્યો છે. જેના દર્શન

મંગલમૂર્તિ ઈશ્વરરામજી

સૌજન્યમૂર્તિ લાલરામજી

પ્રેરણામૂર્તિ ઓધવરામજી

વાત્સલ્યમૂર્તિ વાલરામજી

પરંપરાનો નિર્વાહ કરી આ ધરતીને પાવન કરી.

વિક્રમ સંવત ૧૭૫૫થી આજ લગી જે સંતોએ વાંઢાયની ભૂમિને તપોભૂમિ બનાવી છે, તે પૈકી પ્રથમ સંતપ્રવર શ્રી વિહારીસાહેબ હતા, જેઓ હરિહર સંપ્રદાયના પ્રણેતા ગુરુ દેવાસાહેબના શિષ્ય હતા. તેમણે હમલાથી વાંઢાય આવીને હરિહર સંપ્રદાયની આહલેક જગાવી તેમના પછી તેમના ચાર શિષ્યો પૈકી મહારાજ શ્રી ક્ષેમસાગરજીએ તેમની આ વાંઢાય પરંપરાને જારી રાખી.

આ જે સંત પરંપરામાં ત્યારબાદ એક બ્રહ્મવેત્તા અને સિદ્ધપુરુષ એવા સંત શ્રી ઈશ્વરરામજી મહારાજ આવ્યા કે જેમના નામથી વાંઢાયનું નામ 'ઈશ્વરસાગર' રાખ્યું અને અહીં ચાલતી લગભગ તમામ સંસ્થાઓ સાથે તેમનું નામ આજે પણ જોડાયેલું રહ્યું છે. તેમના સમયમાં મુંબઈના એક શ્રેષ્ઠીએ સંવત ૧૯૪૮માં ઈશ્વરનગર નામે સરોવર બંધાવી આપ્યું. જે આજે પણ વિદ્યમાન છે. સંવત ૧૯૫૩માં તેઓ મોક્ષધામ સિધાવ્યા અને ત્યાર પછી થોડાં વર્ષો સુધી વાંઢાયની ગાદી પર કોઈની ચદરવિધિ થઈ શકી નહીં. છેક ૧૯૭૧માં તેમના શિષ્ય મહારાજ શ્રી લાલરામજીની ચદરવિધિ કરી, ગાદીપતિ તરીકેની નિયુક્ત કરવામાં આવી. મહારાજશ્રી લાલરામજીએ હાલે જ્યાં ઈશ્વર આશ્રમ છે તે સ્થળે નવો દ્વારો બંધાવ્યો અને ત્યાં ગુરુ કરીને દર્શનાર્થીઓ કૃતકૃત્ય બને છે.

મહારાજશ્રી લાલરામજીનું શરીર પાટીદારનું હોવાથી પાટીદાર જ્ઞાતિને સનાતન ધર્મના માર્ગે વાળવાના પ્રયત્નનો પ્રારંભ તેમણે કર્યો અને તેમનું શરીર શાંત થયું તે પહેલાં તેમણે પોતાના પ્રિય શિષ્ય ઓધવરામજીને બોલાવી તેમનું અધૂરું રહેલું કામ તે (ઓધવરામજી) પૂર્ણ કરે એવી ઈચ્છા વ્યક્ત કરી.

સંવત ૧૯૭૧ના મહા માસમાં સંત શ્રી લાલરામજી બ્રહ્મલીન થયા. મહારાજશ્રી ઓધવરામજીએ તેમની પાછળ મોટો ભદ્રા ઉત્સવ કર્યો અને તે સમયના હમલા ગાદી પરના સંત શ્રી બાવા પૂરણદાસની ઈચ્છાથી વાંઢાય ગાદી મહારાજ શ્રી ઓધવરામજીને ચદરવિધિ કરી સોંપવામાં આવી. મહારાજ શ્રી ઓધવરામજી સંત હોવાની સાથે એક અચ્છા સમાજ સુધારક હતા. તેમણે પોતાના જીવનકાળ દરમ્યાન કરેલી અનેકવિધ પ્રવૃત્તિઓ આ વાતની પ્રતીતિ કરાવે છે. તેઓએ ઈશ્વર આશ્રમમાં વિદ્યાભ્યાસ માટે ગુરુકુળ સ્થાપ્યું અને તેમાં અંગ્રેજીના શિક્ષણ માટે અધ્યાપક શરૂ કરાવી જે ૧૯૬૨ સુધી વાંઢાયમાં રહી અને મહારાજના દેહવિલય પછી ભુજ ખસેડવામાં આવી, જે આજે પણ સરકાર તરફથી ચલાવવામાં આવે છે. તેમણે ગુરુકુળમાં હરિજન છાત્રાલય શરૂ કરીને તે સમયમાં ક્રાંતિકારી કદમ ઉઠાવ્યું. શ્રી ઉમિયા માતાનું મંદિર નિર્માણ કરવાની પ્રેરણા પણ તેમની જ હતી અને તેમના જ હસ્તે ઉમિયા માતાજીની મૂર્તિ પધરાવવામાં આવી હતી. સંવત ૨૦૦૯માં હરિદ્વારમાં કચ્છી લાલરામેશ્વર આશ્રમની સ્થાપના કરી પાટીદારો, મિસ્ત્રી, ભાનુશાલી, આહીર વગેરે જ્ઞાતિઓને ધર્મનો સાચો રાહ બતાવ્યો, એટલું જ નહીં કેળવણી વિશે સુવિધા ઊભી કરવામાં પણ મદદરૂપ બન્યા. સ્વતંત્ર સેનાની ખાતે ગાંધીજી પ્રેરિત નવી તાલીમ માટેની સંસ્થા શરૂ થયેલી, જેમાં મહારાજનું મહત્ત્વનું યોગદાન રહ્યું હતું. વાંઢાયમાં પાછળથી ખેતીશાળા પણ શરૂ કરાવી.

ઓધવરામજી મહારાજે પોતાની હયાતીમાં પોતાના શિષ્ય મહારાજ શ્રી દયાળદાસજીને વિ.સં. ૧૯૯૦ના કારતક સુદ-૧ના રોજ ચદરવિધિથી ગાદી આપી અને દયાળદાસજી એવું નામાભિધાન કર્યું. ગુરુ આજ્ઞાથી સંત શ્રી દયાળદાસજી પાટીદાર જ્ઞાતિના

સી.ડી. કરમશિયાણી

પ્રચાર અર્થે નીકળેલા અને એ પ્રચારકાર્યને વેગવંતું બનાવવા અને તેમને કુળદેવી શ્રી મા ઉમિયાના મંદિરની આવશ્યકતા જણાઈ અને તેમના હસ્તે શ્રી ઉમિયા માતાજીનું મંદિર બંધાવી અને તેમાં પાનમૂર્તિ પધરાવી. સંવત ૨૦૦૩માં પાટીદાર ભાઈઓની મદદથી શ્રી ઉમિયા માતાજીના મંદિરમાં પાકી મૂર્તિ પધરાવી, પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ કર્યો અને હાલે જ્યાં ઉમિયા માતાજી સંસ્થાન છે, ત્યાં જૂનો દ્વારો હતો. તેના કેટલાક મકાનો પણ મહારાજ શ્રી ઓધવરામજી અને શ્રી દયાળદાસજીના સમયમાં કચ્છ બહાર વસતા પાટીદાર દાતાઓના સહયોગથી બાંધવામાં આવ્યા હતા.

મહારાજ શ્રી દયાળદાસજી સંવત ૨૦૧૯ના આસો સુદી-૩ને ગુરુવારના બ્રહ્મલીન થતાં તેમના પછી તેમના પટ્ટશિષ્ય શ્રી શાંતિદાસજી મહારાજને વાંઢાયની ગાદી સોંપવામાં આવી. તેઓએ પોતાના સમયમાં ઈશ્વર આશ્રમમાં પાણીની કાયમી મુશ્કેલી નિવારવા દેશલપરમાંથી પાણી આશ્રમ સુધી પહોંચાડ્યું. ઉપરાંત આશ્રમમાં ગૌશાળા, ખેતીવાડી વગેરે વ્યવસ્થા પણ સુચારુરૂપે ચલાવી. તેઓ સંસ્કૃતના અભ્યાસી હતા, એટલે અવારનવાર ભક્તોને ભાગવતનું રસપાન કરાવતા. તેમની પિંડ પાટીદારનો હોવાથી જ્ઞાતિજનોમાં સનાતન ધર્મના ઉપદેશ માટે પણ તેઓ ગામડાઓમાં નીકળતા. તેમને આશ્રમના વિકાસ માટે ઘણું-ઘણું કરવાની ઈચ્છા હોવા છતાં ઈશ્વરના ધામનું તેડું આવતાં તેમની ઈચ્છા પૂરી થઈ શકી નહીં. મહારાજશ્રી શાંતિદાસજીનો દેહ સંવત ૨૦૩૬ના કારતક વદી-૧ને સોમવારે શાંત થતા તેમના પછી તેમના શિષ્ય કરશનદાસજીને ચદરવિધિથી ઈશ્વર આશ્રમ વાંઢાયની ગાદી સોંપવામાં આવી અને તેઓ આશ્રમનો કાર્યભાર સંભાળ્યો. તેમના સમયમાં આશ્રમમાં એટલા બધાં નવા બાંધકામ અને એટલા બધા ફેરફારો થયા કે લાંબા સમય પછી આવેલો માણસ થાપ ખાઈ જાય. મહારાજ કરશનદાસજીએ ભક્તો, ભાવિકો અને દાતાઓની સહાયથી શિવમંદિરની બાજુમાં ઉમિયાજી તેમજ હિંગળાજ માતાના મંદિરોનું નિર્માણ કરી પ્રાણપ્રતિષ્ઠા કરી, એટલું જ નહીં પણ જૂના નળિયાવાળા મકાનોને જીર્ણોદ્ધાર કરી પાકાં મકાનો બનાવડાવ્યા, જેમાં લાલરામભવન, ઓધવરામ ભવન, દયાળભવન, શાંતિભવન વગેરે ઈમારતો બાંધવામાં આવી. અહીં દર્શને આવનાર દર્શનાર્થી ભક્તજનો માટે ઉતરવાની સુંદર વ્યવસ્થા છે. ભોજનશાળા છે અને અન્નક્ષેત્ર ચાલે છે.

મહારાજ દયાળદાસજીના શિષ્ય મહારાજ સેવાદાસજી પણ હાલે ઈશ્વર આશ્રમમાં નિવાસ કરી રહ્યા છે. શરીર પાટીદારનું અને પોતે પ્રજ્ઞાચક્ષુ હોવા છતાં ત્યાંથી ઈશ્વર આશ્રમમાં રહીને આશ્રમવાસીઓની, સંતો-મહંતોની અને અનેવાથે વિશેષ તો આશ્રમની ગાયોની જે સેવા કરી છે તે તેનું નામ સેવાદાસને સાચા અર્થમાં ચરિતાર્થ કરે છે. પ્રજ્ઞાચક્ષુ હોવા છતાં કોઈનીયે સેવા લેવાને બદલે સૌને પોતાની સેવા આપવાનો જ ગુણ તેમનામાં છે, તે જોઈને આપણને વંદન કરવાનું મન થાય તેવા સરળ અને સાલસ સ્વભાવના સંત છે.

મહારાજ શ્રી ઓધવરામના બીજા શિષ્ય મહારાજ વાલદાસજીને ઓધવરામજીએ કચ્છી લાલરામેશ્વર આશ્રમ હરિદ્વારની જવાબદારી સોંપી હતી. મહારાજશ્રી વાલદાસજી મિતભાષી અને સૌમ્ય પ્રકૃતિના સંત હતા. તેમણે ગૌસેવાના કાર્યમાં ઊંડો રસ દાખવેલો અને કન્યા કેળવણીને પ્રોત્સાહન આપવા પણ તેઓ જરૂર પડ્યે મદદરૂપ બનતા. તેઓ તેમના ગુરુ શ્રી ઓધવરામજીની જેમ પાટીદાર જ્ઞાતિમાં નવનિર્મિત શ્રી લક્ષ્મીનારાયણ મંદિરના પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવ કે એવા જ કોઈ ધાર્મિક, સામાજિક સભાઓમાં અચૂક ઉપસ્થિત રહેતા. તેમની જ પ્રેરણાથી ઉમિયા માતાજી સંસ્થાનમાં સંવત ૧૯૭૭માં શરૂ કરવામાં આવ્યું.

વાંઢાયની પાવન ધરતી પર સોમનાથ મંદિરની પ્રતિકૃતિસમું અને પ્રાચીન સ્થાપત્ય કલાની યાદ અપાવે એવું ભવ્ય રામમંદિર પણ તેમની જ પ્રેરણાથી નિર્મિત પામ્યું અને તા. ૧૨/૩/૧૯૯૩ ફાગણ વદ-૫ રંગપંચમીના શુભ દિને એ કલાત્મક રામમંદિરની પ્રાણપ્રતિષ્ઠા કરવામાં આવી અને ત્રણ માસ બાદ જ તા. ૧૫/૬/૧૯૯૩ના રોજ મહારાજશ્રી વાલરામજી બ્રહ્મલીન થયા. તા. ૩૦-૬-૧૯૯૩ના તેમનો ભદ્રા ઉત્સવ થયો અને તે જ દિવસે તેમના સ્થાને તેમના પટ્ટ શિષ્ય પ.પૂ. સંતશ્રી હરિદાસજી મહારાજની ચદરવિધિથી નિયુક્તિ કરવામાં આવી. સંત શ્રી હરિદાસજી મહારાજે તેમના ગુરુ વાલરામજી મહારાજની જન્મભૂમિ માતાનામઢ પાસે આવેલા મૂરચબાણ ખાતે એક સુંદર આશ્રમ નિર્માણ કર્યું છે. આ નયનરમ્ય વાલરામ તીર્થમાં સંતશ્રી વાલરામજીની મૂર્તિની ભાવપ્રતિષ્ઠા કરવામાં આવી છે. સંત શ્રી હરિદાસજી કચ્છ લાલરામેશ્વર આશ્રમ હરિદ્વારનું મહંત પદ પણ શોભાવી રહ્યા છે. છેલ્લા ત્રણ દાયકાથી ઈશ્વર આશ્રમ, વાંઢાયમાં મહંત પદે રહેલા મિતભાષી, સાદા, સરળ અને નિર્મળ હૃદયના સંત શ્રી કરશનદાસજી મહારાજ તા. ૨૦/૨/૨૦૧૨ને શિવરાત્રિના બ્રહ્મલીન થયા. તેમનો ભદ્રા ઉત્સવ અને ભંડારો તા. ૩/૩/૨૦૧૨ના રોજ ભક્તિભાવપૂર્વક કરવામાં આવ્યો છે.

સંત શ્રી કરશનદાસજીના બે શિષ્યો છે. તેમાના એક શિષ્ય મોહનદાસજી, નખત્રાણા ખાતે અલાયદો આશ્રમ કરી ભજન સત્સંગ કરી રહ્યા છે. જ્યારે બીજા શિષ્ય ભરતદાસજી, સંત શ્રી સેવાદાસજીની નિશ્રામાં ઈશ્વરઆશ્રમમાં જ કેળવાઈ રહ્યા છે. તેઓ હજુ કિશોરાવસ્થામાં છે. આ સંજોગોમાં ઈશ્વર આશ્રમના ટ્રસ્ટીઓએ હાલ પૂરતી કોઈનીય ચદરવિધિ ન કરતા સંત શ્રી કરશનદાસજીની પાદુકાને ગાદી પર પધરાવી તેનું પૂજન કરવાનો નિર્ણય કર્યો છે અને આશ્રમ વ્યવસ્થા નિયુક્ત કરેલી સમિતિ સંભાળે છે.

## શ્રી ઉમિયા માતાજી સંસ્થાનના પાયાના પથ્થરો



# તીર્થભૂમિના આંગણે ત્રિદિવસીય કાર્યક્રમ

### તા. ૩૦-૩-૨૦૧૨ શુક્રવાર

સવારે ૭-૦૦ કલાકે યજ્ઞપ્રારંભ
સવારે ૭-૩૦ કલાકે પદયાત્રીઓના સામૈયા
સવારે ૮-૩૦ કલાકે સંતોના સામૈયા
સવારે ૯-૦૦ કલાકે મહોત્સવ ઉદ્‌ઘાટન સમારોહ/ધર્મસભા
પ્રેરક પ્રવચન પ.પૂ. સ્વામી ધર્મબંધુજી, (પ્રાસલા)
**પ.પૂ. સંતશ્રી કરશનદાસજી મહારાજ**
મહંતશ્રી ઈશ્વર આશ્રમ, વાંઢાય
**પ.પૂ. સંતશ્રી હરિદાસજી મહારાજ**
મહંતશ્રી કચ્છી લાલ રામેશ્વર આશ્રમ, હરિદ્વાર અન્ય સંતો મંહતો
બપોરે ૧૨-૩૦ કલાકે સમૂહ પ્રસાદ
બપોરે ૩-૦૦ કલાકે પ્રેરણાદાયી પ્રવચન
પ.પૂ. શાસ્ત્રી સ્વામી **વૃંદાવન વિહારીદાસજી,**
અધ્યક્ષ દિવ્ય બ્રહ્મલોક ગ્લોબલ એકેડમી, ભુજ
બપોરે ૩-૩૦ કલાકે શ્રી ઉમાપતિ મહાદેવ પ્રાણ પ્રતિષ્ઠા તેમજ એ પ્રસંગે આવતી વિવિધ ધાર્મિક વિધિઓના યજમાનના દાતાશ્રીઓના ચડાવા
સાંજે ૭-૦૦ કલાકે સાયં ભોજન પ્રસાદ
રાત્રે ૯-૦૦ કલાકે સંસ્કારલક્ષી સામાજિક નાટક

### તા. ૩૧-૩-૨૦૧૨ શનિવાર

સવારે ૯-૧૫ કલાકે
**જલયાત્રા, વિવિધ ઝાંખીઓ સહિતની શોભાયાત્રા**
બપોરે ૧૨-૩૦ કલાકે સમૂહ પ્રસાદ
બપોરે ૨-૩૦ કલાકે સામાજિક સભા
સમારંભ અધ્યક્ષ **શ્રી રવિલાલ કેશરા રામજીયાણી**
પ્રમુખશ્રી, ઉમિયા માતાજી સંસ્થાન, વાંઢાય
મુખ્ય મહેમાન **શ્રી પુરૂષોતમભાઇ રૂપાલા**
રાષ્ટ્રીય ઉપાધ્યક્ષ ભારતીય જનતા પાર્ટી, સાંસદશ્રી
અતિથિ વિશેષ **શ્રી ગંગારામ હિરાલાલ સાંખલા**
પ્રમુખશ્રી, અ.ભા.ક.પા. સમાજ
**શ્રી જેઠાભાઇ લાલજી ચોપડા**
પ્રમુખશ્રી અ.ભા. લક્ષ્મીનારાયણ સનાતમ સમાજ
**શ્રી અનિલભાઇ ટી. પટેલ**
પ્રમુખશ્રી, શ્રી ઉમિયા માતાજી સંસ્થાન, ઊંઝા
**શ્રી નરોત્તમભાઇ પટેલ**
મંત્રીશ્રી પંચાયત અને નાગરીક પુરવઠા વિભાગ-ગુજરાત રાજ્ય
**શ્રી નીતીનભાઇ પટેલ**
મંત્રીશ્રી પાણી પુરવઠા અને શહેરી વિકાસ વિભાગ-ગુજરાત રાજ્ય
**શ્રી વાસણભાઇ આહીર**
મંત્રીશ્રી રાજ્ય કક્ષા-સામાજીક અને શૈક્ષણિક પછાતવર્ગ વિભાગ
**શ્રી ઓધવજીભાઇ આર. પટેલ**
પ્રમુખશ્રી શ્રી ઉમિયા માતાજી, મંદિર, સિદસર
**શ્રી ધનજીભાઇ ગોવિંદ સેંઘાણી**
ધારાસભ્યશ્રી માંડવી, કચ્છ
સાંજે ૭-૩૦ કલાકે સાયં ભોજનપ્રસાદ
રાત્રે ૯-૦૦ કલાકે ગુજરાતના નામાંકિત કલાકારો દ્વારા કસુંબલ ડાયરો

### તા. ૧-૪-૨૦૧૨ રવિવાર

સવારે ૭-૩૦ કલાકે **બ્રહ્મલીન લાલરામજી** મહારાજ અને **સંતશ્રી ઓધવરામજી મહારાજની** ભાવવંદના
સવારે ૮-૦૦ કલાકે શ્રી ઉમિયા માતાજી મંદિરમાં **પાટોત્સવ પૂજન અને ધ્વજારોહણ**
સવારે ૯-૧૫ કલાકે **શ્રી ઉમાપતિ મહાદેવ અને પરિવાર દેવતાઓની પ્રાણ પ્રતિષ્ઠા**
સવારે ૧૦-૦૦ કલાકે **સન્માન સમારોહ**
**દાતાઓના સન્માન**
બપોરે ૧૨-૧૫ કલાકે **શ્રીફળ, મહોત્સવ પૂર્ણાહુતિ**
બપોરે ૧૨-૩૦ **સમુહ પ્રસાદ**

# ઉમિયા માતાજી સંસ્થાનની અનેકવિધ પ્રવૃત્તિઓ

ઈ.સ. ૧૯૯૦માં રામનવમી પ્રસંગે ધર્મસભામાં પ્રવચન આપતા વાલદાસમહારાજ સાથે કરશનદાસજી મહારાજ અને સંતશ્રીઓ

**રમેશ જી. પોકાર**

**ઉમિયા માતાજી મંદિરનું સંચાલન :**

માતાજીના મંદિરમાં નિયમિત પૂજા-અર્ચન થાય છે તેના ગૌરવને છાજે તે રીતે ઉત્સવો ઉજવાય છે. એટલું જ નહિં પણ વખતો વખત મંદિરમાં જરૂરી સુધારા-વધારા કરવાની જવાબદારી આ સંસ્થા નિભાવે છે.

**કાયમી અન્નક્ષેત્ર :**

ઈ.સ. ૧૯૭૭થી સંસ્થાન દ્વારા યાત્રાળુઓ તેમજ સાધુ સંતોના ભોજન માટે કાયમી અન્નક્ષેત્ર ચલાવવામા આવે છે, જેમાં કોઈપણ નાતજાતના ભેદભાવ વિના સૌ કોઈને કોઈપણ જાતના ચાર્જ વિના જમાડવામાં આવે છે. પ્રતિ વર્ષ અંદાજે એક લાખ યાત્રાળુઓ આ અન્નક્ષેત્રનો લાભ લે છે.

**યાત્રાળુઓને ઉતરવા પથિકાશ્રમની સુવિધા :**

મા ઉમિયાના દર્શને આવતા ભાવિક યાત્રાળુઓને ઉતરવા અને રાતવાસો કરવા માટે પૂરતી સુવિધા આપવામાં આવે છે. સંસ્થાનના પરિસરમાં પાંચ વિશાળ ઈમારતોમાં કુલ મળીને ૯૫ જેટલા નાના મોટા રૂમ છે, જેમાં મોટા ભાગના રૂમ ટોયલેટ-બાથ એટેચ રૂમો છે. જેનો દુરદુરથી આવતા હજારો યાત્રિકો લાભ લઈ રહ્યા છે.

**સમૂહલગ્ન :**

મા ઉમિયાની સન્મુખ વર્ષમાં બે દિવસોએ વસંત પંચમી અને અક્ષયતૃતીયાનાં સમૂહલગ્નોનું આયોજન કરવામાં આવે છે, જેમાં કચ્છ અને કચ્છ બહારનાં, ઘણાં કડવા પાટીદાર યુગલો જોડાય છે. સંસ્થાન દ્વારા દાતાઓના સહયોગથી મા માટલું અને અન્ય ચીજસ્તુઓની ભેટ આપવામાં આવે છે. આ ઉપરાંત કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ દ્વારા અન્ય ગામોમાં યોજાતાં સમૂહલગ્નોમાં પણ મા ઉમિયાના પ્રસાદરૂપે કુમકુમ અને પાનેતર મોકલવામાં આવે છે. સંસ્થાએ નિયત કરેલા ચાર્જ ભરીને વસંત પંચમી અને અક્ષયતૃતીયા સિવાયની તિથિઓએ સંસ્થા દ્વારા છુટક લગ્ન કરી આપવામાં આવે છે. છેલ્લા ૩ વર્ષથી આ સંસ્થાના નેજા હેઠળ આસપાસનાં ૧૬ ગામની સમિતિ સમૂહલગ્નનું આયોજન કરી રહી છે.

**ગૌ સેવા પ્રવૃત્તિ :**

સંસ્થાન દ્વારા કાયમી ગૌશાળા ચલાવવામાં આવે છે. તેમજ દુષ્કાળના કપરા દિવસોમાં ગૌસેવાના કાર્યમાં સંસ્થા દ્વારા સહાય પણ કરવામાં આવે છે.

**ઉત્સવો :**

સંસ્થા દ્વારા રામનવમીના શ્રી ઉમિયા માતાજીનો વાર્ષિકોત્સવ ધામધુમથી ઉજવાય છે. આ બે દિવસના ઉત્સવામાં કચ્છ અને કચ્છ બહારથી વીસથી પચ્ચીસ હજાર ભાઈ-બહેનો ભાગ લે છે, જેમાં સંતો તેમજ સામાજિક આગેવાનોની સભાઓ પણ યોજાય છે. આ ઉપરાંત નવરાત્રિનો પર્વ પણ ઉલ્લાસભેર ઉજવાય છે.

**પદયાત્રા :**

શ્રી ઉમિયા માતાજીના વાર્ષિક દિન રામનવમીના કાર્યક્રમમાં ભાગ લેવા કચ્છના લખપત, નખત્રાણા તેમજ માંડવી અને ખેડોઇ એમ ચાર વિસ્તારમાંથી પદયાત્રીઓ આવે છે.

**'ઉમાદર્પણ' માસિક :**

આ સંસ્થાએ સપ્ટેમ્બર '૯૬થી પોતાનું મુખપત્ર 'ઉમા દર્પણ' માસિક શરૂ કરેલું છે, જેના દ્વારા ધાર્મિક જાગૃતિ, સામાજિક સંગઠન અને સંસ્કાર ઘડતર તેમજ ભારતભરમાં વસતા પાટીદારોને સમાચારો પહોંચતા કરવાનું પ્રશંનીય કાર્ય થઈ રહ્યું છે. તંત્રી પદે રતિલાલ પટેલ અને સહતંત્રી પદે રમેશ પોકાર કાર્યરત છે.

**સામાજિક કાર્ય :**

શ્રી ઉમિયા માતાજીના વાર્ષિકોત્સવ પ્રસંગે દાતાઓનાં સન્માન અને સામાજિક આગેવાનોનાં સમાજોપયોગી વિષય પર વકતવ્યો અપાય છે. આ સિવાય પણ અવારનવાર સંસ્થાનમાં સામાજિક સંગઠન અને ઉત્કર્ષ અંગે ચર્ચા કરવા સભાઓ યોજાય છે.

**આર્થિક સહાય :**

સમાજના આર્થિક સ્થિતિનાં જરૂરિયાતમંદ કુટુંબોને આર્થિક સહાય સંસ્થા દ્વારા આપવામાં આવે છે.

**રોગ નિદાન અને સારવાર કેમ્પ :**

આ સંસ્થાન દ્વારા જરૂરિયાત ઉભી થાય ત્યારે રોગ નિદાન કેમ્પ જેવી માનવ સેવાની પ્રવૃત્તિ પણ યોજવામાં આવે છે.

**આરોગ્યનિધિ :**

જ્ઞાતિના આર્થિક રીતે નબળાં કુટુંબોને તબીબી સારવાર માટે આર્થિક સહાય આપવાના ઉદ્દેશથી સંસ્થાએ આરોગ્ય નિધિ શરૂ કરેલી છે, જેમાંથી ૪ વર્ષથી જરૂરિયાતમંદ કુટુંબોને સહાય આપવામાં આવે છે.

**સાહિત્ય પ્રકાશન :**

સંસ્થા દ્વારા માતાજીના ગુણગાનની કેસેટો, પુસ્તિકા, સીડી વગેરે સાહિત્ય પણ પ્રકાશિત કરાય છે અને રાહત દરે તેનું વેચાણ પણ કરાય છે.

# ઉમાપતિ મહાદેવ પ્રાણપ્રતિષ્ઠા મહોત્સવની વિશેષ પૂર્તિના શુભેચ્છક દાતાઓ

ગીતા હેન્ડીક્રાફ્ટ<br>હસ્તે નીતા સુરેશભાઇ અમૃતિયા<br>કલ્યાણપર, હાલે ભુજ

| | | | | |
|---|---|---|---|---|
| કે. કે. પટેલ એન્ડ સન્સ<br>હસ્તે રવિલાલભાઇ કેશરા રામજીયાણી<br>દેશલપર (વા.), હાલે મુંબઇ | કે. એન. પોકાર કન્સ્ટ્રકશન<br>હસ્તે છગનભાઇ કાનજી પોકાર<br>જિયાપર, હાલે મુંબઇ | નારાયણી ઈન્જિનીયરિંગ<br>હસ્તે અરજણભાઇ નારણ નાકરાણી<br>રત્નાપર (મઉં), હાલે મુંબઇ | માતૃશ્રી પાનબાઇ શામજી અમૃતિયા<br>હસ્તે હીરાલાલ શામજી અમૃતિયા<br>કલ્યાણપર, હાલે પનવેલ | ઓમ એન્ટરપ્રાઇઝ<br>હસ્તે ઈશ્વરલાલ હીરજી ગોરાણી<br>કલ્યાણપર, હાલે મુંબઇ |
| રામજીયાણી બ્રધર્સ<br>હસ્તે રતિલાલભાઇ કેશરા રામજીયાણી<br>દેશલપર (વા.), હાલે મુંબઇ | વિનય કોર્પોરેશન<br>હસ્તે વિનય જેઠાલાલ રતનશી છાભૈયા<br>રાજપર, હાલે મુંબઇ | શ્વેતા કન્સ્ટ્રકશન કં.<br>હસ્તે પ્રિતેશ અને હિતેન નાકરાણી<br>રત્નાપર (મઉં), હાલે મુંબઇ | શ્રી ઉમિયા વિજય કન્સ્ટ્રકશન<br>હસ્તે ઈશ્વરભાઇ માવજી માવાણી<br>લક્ષ્મીપર (તરા), હાલે નાસિક | લક્ષ્મી વિજય સો મિલ<br>હસ્તે વાલજીભાઇ જીવરાજ દીવાણી<br>લક્ષ્મીપર (ને.), હાલે સાગર-દિલ્હી |
| દર્શનમ ઓપ્ટિકસ<br>હસ્તે હીરાલાલભાઇ કેશરા રામજીયાણી<br>દેશલપર (વા.), હાલે મુંબઇ | વેલકોન<br>હસ્તે પરસોતમભાઇ મનજી વેલાણી<br>દુર્ગાપુર, હાલે મુંબઇ | સંધ્યા કન્સ્ટ્રકશન<br>હસ્તે વાલજીભાઇ હરજી ચોપડા<br>જિયાપર, હાલે ગાંધીધામ | ઉમિયા ડેવલોપર્સ પ્રા. લિ.<br>હસ્તે ધનજીભાઇ શિવગણ રૂડાણી<br>જિયાપર, હાલે મુંબઇ | વિનય એસોસીએટ<br>હસ્તે દિનેશ, રવિલાલ રંગાણી<br>ગઢશીશા, હાલે મુંબઇ |
| આર.એન.આર. એસોસીએટ<br>હસ્તે હરિલાલભાઇ કેશરા રામજીયાણી<br>દેશલપર (વા.), હાલે મુંબઇ | રાણારાય ફાર્મ<br>હસ્તે પરસોતમભાઇ વિશ્રામ વાસાણી<br>વિરાણી નાની, હાલે મુંબઇ | ઉમિયા કૃપા<br>હસ્તે ગંગારામભાઇ શિવગણ ચૌહાણ<br>આણંદસર, હાલે ભુજ | બી. ચોપડા કન્સ્ટ્રકશન પ્રા.લિ.<br>હસ્તે જેઠાભાઇ લાલજી ચોપડા<br>રાજપર, હાલે મુંબઇ | પી. એમ. કોર્પોરેશન<br>હસ્તે પોપટલાલ મનજી વેલાણી<br>દુર્ગાપુર, હાલે મુંબઇ |
| આકાશ કોર્પોરેશન<br>હસ્તે હસમુખભાઇ રતિલાલ રામજીયાણી<br>દેશલપર (વા.), હાલે મુંબઇ | ધરતી મેંગો ફાર્મ<br>હસ્તે નારાણભાઇ ખીમજી ચૌહાણ<br>દુજાપર, હાલે ચેન્નઇ | ગાયત્રી સેલ્સ કોર્પોરેશન<br>હસ્તે ગંગારામભાઇ શિવદાસ રામાણી<br>દેશલપર (વા.), હાલે ભુજ | શ્રીરાજ ગ્રુપ<br>હસ્તે કાંતિલાલભાઇ નારણ સેંઘાણી<br>રાજપર, હાલે મુંબઇ | નીલકંઠ એન્ટરપ્રાઇઝ<br>હસ્તે કાંતિલાલ હીરજી માવાણી<br>દેશલપર (વા.), હાલે મુંબઇ |
| માવાણી એન્ડ સન્સ<br>હસ્તે વિશનજીભાઇ, પ્રકાશભાઇ<br>દેશલપર (વા.), હાલે મુંબઇ | પરિશ્રમ ગ્રુપ<br>હસ્તે કેશુભાઇ ધનજી પારસિયા<br>ભૈરૈયા, હાલે ભુજ | જી. પી. ટિમ્બર<br>હસ્તે ડો. પ્રેમજીભાઇ રામજી ગોગારી<br>સાંચરા, હાલે ગાંધીધામ | સ્વ. લખમશી લધા વાસાણી પરિવાર<br>હસ્તે ધનલક્ષ્મીબેન, નેહલબેન શિવલાલ વાસાણી<br>દરશડી, હાલે મુંબઇ | ઉમા મિનરલ્સ<br>હસ્તે ઈશ્વરભાઇ, અશ્વિનભાઇ<br>કોટડા (ચ.), હાલે ભુજ |
| ચૌહાણ કન્સ્ટ્રકશન કં.<br>હસ્તે સ્વ. બાબુલાલભાઇ હીરજી ચૌહાણ<br>આણંદસર, હાલે મુંબઇ | વિહાર ટ્રેડિંગ-ઉમિયા ઓટોમોબાઇલ્સ<br>હસ્તે પ્રકાશભાઇ રેવાલાલ પાટીદાર<br>ખેડોઇ, હાલે મુંદ્રા | સેંઘાણી હોસ્પિટલ<br>હસ્તે ડો. શાંતિલાલ સેંઘાણી<br>કોટડા (જડોદર), હાલે નખત્રાણા | લિબર્ટી ડેવલોપર્સ<br>હસ્તે શામજીભાઇ હરજી સેંઘાણી-સુપૌત્રો<br>મમાયમોરા, હાલે મુંબઇ | કમલ પ્રિન્ટર્સ<br>હસ્તે કલ્યાણજીભાઇ હીરજી છાભૈયા<br>બિડડા, હાલે અમદાવાદ |
| જે. બી. કોર્પોરેશન<br>હસ્તે જિગ્નેશભાઇ બાબુલાલ ચૌહાણ<br>આણંદસર, હાલે મુંબઇ | નાકરાણી બ્રધર્સ<br>હસ્તે રતનશીભાઇ નારણ નાકરાણી<br>રત્નાપર (મઉં), હાલે મુંબઇ | હરિઓમ ડેવલોપર્સ<br>હસ્તે હીરાલાલ સેંઘાણી-હંસરાજ વાસાણી<br>ગઢશીશા-વિરાણી, હાલે મુંબઇ | ૐ નમઃ નારાયણ<br>હસ્તે ભીમજીભાઇ દેવજી ચૌહાણ<br>આણંદસર, હાલે મુંબઇ | ટિમ્બર પોઈન્ટ<br>હસ્તે નરશીભાઇ નારણ સાંખલા<br>દોલતપર, હાલે અમદાવાદ |
| નીર એન્ટરપ્રાઇઝ<br>હસ્તે અરુણાબેન જિગ્નેશ ચૌહાણ<br>આણંદસર, હાલે મુંબઇ | ગાયત્રી કન્સ્ટ્રકશન કં.<br>હસ્તે શામજીભાઇ નારણ નાકરાણી<br>રત્નાપર (મઉં), હાલે મુંબઇ | ઉમા ગ્રુપ<br>હસ્તે હીરાલાલભાઇ વાલજી પારસિયા<br>કલ્યાણપર, હાલે મુંબઇ | ઉમિયા ટ્રેડર્સ<br>હસ્તે મણિલાલ, મગનલાલ કેશરા ભીમાણી<br>દેશલપર (વા.), હાલે કલ્યાણપર | એસ.એસ.વી. ડેવલોપર્સ<br>હસ્તે અમૃતભાઇ શિવગણ સેંઘાણી<br>દરશડી, હાલે મુંબઇ |
| જલારામ ટિમ્બર<br>હસ્તે મેઘજીભાઇ જેઠા રામજીયાણી<br>ભૈરૈયા, હાલે મુંબઇ | નારાયણી ઈન્ફ્રાસ્ટ્રકચર<br>હસ્તે ભાવેશભાઇ રતનશી નાકરાણી<br>રત્નાપર (મઉં), હાલે મુંબઇ | શ્રીજી ગ્રુપ<br>હસ્તે છગનભાઇ, લાલજીભાઇ, ડાયાભાઇ<br>મુંબઇ, હાલે મુંબઇ | છાભૈયા બિલ્ડર્સ એન.આર. કોર્પોરેશન<br>હસ્તે કાંતિભાઇ નારણભાઇ છાભૈયા<br>રાજપર, હાલે મુંબઇ | જે. એસ. પટેલ એન્ડ સન્સ<br>હસ્તે મોહન, ચંદુ, પરસોતમ, નરસિંહ<br>દરશડી, હાલે મુંબઇ |